બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

## ગુજરાતી રંગીન બએતોમાં

ભાગ ૫ મો.

રચનાર.

રૂસતમ નઓશેરવાન માસ્તર

મુ તખલ્લુસ

બ

(આદીલ.)

ઇ. સ. ૧૯૧૯. કીંમત રૂ. ૨.

# દીબાચો.

બએત.

સદો લાખ તુજ શુક્ર યા કીરદેગાર,
સહાયતાથી તાહારી ઓ પરવરદેગાર.
સફે કાગ્ઝ ઊપર સુખન ઝરનીગાર,
સજાવી કીધો ગોંહરનો ઢીગાર.

આદીલ.

શુક્ર, યા અબ્રવંદ, બારીયો, બુલંદ ખુદાવંદે આલમ, પાક, યઝદાંન તાહારી રહેંમતના, કે શાઅ્રાંન શાઅર ફીરદુસી તુસીના ફારસી શાહ નામાના તરજુમાનું ગુજરાતી રંગીન બએતોનું આ માહારૂ પાંચમુ વૉલ્યુંમ બાહાર પાડી, મારાં કદરદાંન ઘરાકોની માયાકુળ સેવામા હાઝર કરવા, તથા તમામ આલમની પેશેનઝર કરવાને હું ભાગ્યવાંન થયો છું.

પ્રિય વાંચક! વાંચીને શાદ રહે, આબાદ રહે, કે આ મારાં પાંચમા વૉલ્યુંમના બાહાર પડવાની સાથેજ, તે કરીમે કારસાઝ, બેનેયાઝ, ખુદાવંદે ખલ્કનાં, કરમ બક્ષેસથી, યુરોપનું ખુંખાર જંગ તમામ હફતે અકલીમની આંપણી માહાંન બ્રિટીષ શહનશાહતની ફ્તેહ ફીરૂઝીમાજ નાંબુદ થયું છે. જેથી અત્યાર સુધીમાં છાપાકળાની જે જે નડતરો સહંન કરવી પડતી હતી (કે જે કારણથીજ આ પાંચમું વોલ્યુંમ બાહાર પડવામા કઇંક ઢીલ થવા પાંમી છે) તે હવે આંઇનદા દુર થઈ માહારાં બાકીના વોલ્યુંમોની હાર-

માળા સીલ સીલા બંધ નિંયમીત બાહાર પડતી રેહેશે, જે માટે માહારાં માયાકુળ બેહેનો, અને ભાઈઓની દરગુઝર ચાહી નમ્રતાપુવર્ક અરજ ગુઝારૂચ, કે જેમ માહારાં આગળાં વોલ્યુમોને તમો માનવંતો તરફથી જે ટેકો મળ્યો હતો તેવોજ ટેકો આ, તેમજ માહારાં ભવિષ્યમાં બાકી નિકળનારાં વોલ્યુંમોને, આપતાં રહી, સેવકના આ બીકટ સાહાસને આસાંન કરી એહસાંન ફરમાવશો, કે જે એહ સાંનનો વળતો બદલો, તે દરગાહે દાદાર તરફથી, તથા આંપણા માહાન કીર્તિવંત નેયાંગાનો તરફથી તમો મહરબાંનોને મળશે અને મળશેજ.

શએર.

ફારસી—અજા કસ ઝાયાં ન કર્દદ બીલયકીન,
ફ઼ૅરબી—લાયુદી ઊલ્લાહુ અઝરૂલ મોહસનીન.

માઅની.

ગુજરાતી. { ના જશે ફોકટ, ઝરૂર એહસાંન કર,
એમ ફરમાવે છે જગનો દાદગર. }

(આદીલ.)

આ પાંચમું વોલ્યુંમ, મહાન અશો નર સિયાવક્ષની દાસ્તાંનથી શુરૂ થઈ, ગરસીવઝના કરતુકથી તથા અફ્રાસિયાબના હુકમથી ગોરવીના હાથ ઉપર સિયાવક્ષનું માર્યા જવું, અને પીરાન વઝીરનું કલૂ નામના પાહાડ ઉપરથી સિયાવક્ષના બેટા કયખુસરોને લાવી તેને અફ્રાસિયાબ નઝદીક લઇ જવું તથા ફીરંદુસીની પોતાની ઝઇફની ફરીયાદ, સુધીમા લગભગ ત્રણ હઝાર બએતોમા સમાપ્ત થાય છે.

મજકુર વોલ્યુંમ, આંપણી ઝરથુશ્તી કોમના માહાન ઊમરાંવ, સખાવતે શાહ, નેંક નાંમવર મરહુમ પેહેલા સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ સાહેબને, તેવણુની કોંમ ઊપરની અથાગ પ્રીતિ, કોંમાભિમાન, તથા તેંમણી જગ મશહુર ક્રોડો રૂપીયાની માહાન સખાવતો, (કે જે માટે આજે તમામ બસ્તે કુસ્તીયાંન ઝરથુશ્તી કોમ વાજબી રીતે મગ઼રૂર છે) તેની અદના પિછાન માટે, દીલો જાંનથી અર્પણ કરતાં મને ભારે ખુશાળી બરપા થાય છે. ગેતી ફીરૂઝ માહારી નાનકડી પારસી કોંમમા એવા અનેક સર જમશેદજીઓ પયેદા કરે આમીન! આમીન!! આમીન!!!

## શેવટના બે બોલ.

માહારાં દરેક વોલ્યુંમોને શ્રી એડનના શાહ સોદાગર માનવંત શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એડનવાળા એમ. વિ. ઓ. ....તરફથી જે ધરખમ આસરો મળ્યોચ, મળેચ, અને મળતો રેહેશે, જે માટે એ સખીતબેહ શેઠનો હું ઇંચે ઇંચ આભારી છું. મારે કોઈ પણ સરાગાત વગર સાફ સાફ જણાવી દેવું જોઇયે છે, કે એમણીજ સાહાયતાથી હું મારાં દરેક વોલ્યુમો બાહાર પાડવાનેં ભાગ્યશાળી થયો છું, થાઉ છું, અને થવશ. દાવરો દાદાર! એંમણી ઊ઼મર દરાઝ કરો! આમીન.

મુંબઇની ઝરથુશ્તી જંશન કમિટી (યઝ઼દાંન જેને આબાદ રાખો!) કે જે આજે કોંમી સેપાહની અફ્સર બની કાવેયાંની ઝુંડો હાથ ઉઠાવી બાહીંમત બાહાર પડી, પાક જશનો, બાજો, તથા આંપણા માહાન નેયાગાનોની બુલંદ કીર્તિની ઊંચ કલગ઼ીની ક઼ીમતી યાદ તાઝી રાખવા, શાહનામાના કીર્તનો વિગેરે કરાવી, કોંમના દરેક મર્દો ઝ઼નમા

કોમી જુસ્સાનું તાજું લોહી બરપા કરતી રહી છે, જે માટે ખરેજ તેને ધન્યવાદ ઘટે છે.

મજકુર જશન કમિટી તરફથી પણ મુજ અદના સેવકના દરેક વોલ્યુંમોને કીમતી મદદ મળતી રહી છે જે માટે પણ ખરેજ હું તેનો આભારી છું.

નવરંગ પ્રિંટીંગ પ્રેસના સાહાસીક માલેક મી૰ અરદેશર ખુરશેદજી દેશાઈ, કે જેઓએ પોતાની અનેક અગવડો છતાં આ માહારૂ પાંચમુ વોલ્યુંમ ઘણીજ ઝડપી ઉતાવળથી છાપી આપી મુજ અદના સેવકના કામમા જે સરળતા કરી આપી છે તે માટે પણ એ સાહાસીક મીત્રનો હું ખરેજ આભારી છું.

ખાકસાર.

**રૂસતમ નઓશેરવાન માસતર**

(આદીલ.)

# સાંકળિયું.


| | સફે. |
|---|---|
| સિયાવક્ષની દાસ્તાન .... .... .... | ૧ |
| તુસ અને ગેવનું શિકારગાહમાંથી ખુબસુરત ઓરતને લાવવું, અને કાઊસનું તેંણી સાથ પરણવું .... ... ... ... ... | ૩ |
| સિયાવક્ષના જન્મનું બયાન, અને રૂસતમે તેને ઝાબુલેસ્તાનમાં કેળવણી આપવી ... ... | ૭ |
| રૂસતમનું સિયાવક્ષને ઇરાનમાં પાછું લાવવું | ૧૧ |
| સોદાબેનું સિયાવક્ષ ઉપર આશક થવું .... | ૧૪ |
| સિયાવક્ષનું બીજી મર્તબે સોદાબેની આગળ જવું | ૨૩ |
| સિયાવક્ષનું ત્રીજી મર્તબે સોદાબેની આગળ જવું | ૩૦ |
| સોદાબેનું કાઊસને ફરેબ દેવું ... ... | ૩૨ |
| સોદાબેનો સિયાવક્ષને મારી નાંખવાનો ચારો કરવો ... ... ... ... ... | ૩૬ |
| કાઊસનું સોદાબે અને સિયાવક્ષનાં કામ ઊપર વિચાર ચલાવવું .... .. ... ... | ૪૩ |
| સિયાવક્ષનું આતશમાથી પસાર થઈ જવું ... | ૪૬ |
| કાઊસનું સોદાબે ઊપર ગુસ્સે થવું ... ... | ૫૦ |
| કયકાઊસનું અફ્રાસિયાબના આવવાથી વાકેફ થવું અને તેંણે મુંબેદો સાથે વિચાર ચલાવવો ... | ૫૩ |
| સિયાવક્ષનું અફ્રાસિયાબની લડાઈ માટે લશ્કર ખેંચવું ... ... ... ... ... | ૫૫ |
| કાઊસ ઊપર સિયાવક્ષનું નામું ... .... | ૬૨ |

સફે.

પાદશાહ કાઊસ તરફથી સિયાવક્ષનાં નાંમાનો જવાબ ... ... ... ... ... ૬૩
અફ્રાસિયાબનું ખાબ જોવું, અને તેથી તેનું બીહવું, તથા તેની હકીકત મુંબેદોને પુછવી ... ૬૬
સિયાવક્ષ સાથ સુલેહ કરવા માટે અફ્રાસિયાબનું વિચાર કરવું .... ... ... .... ૭૩
ગર્સીવઝનું પયગ઼ામ લઈ સિયાવક્ષની નઝદીક આવવું ... ... ... .... .... ૭૭
રૂસતમનું સિયાવક્ષનાં નામા સાથ કાઊસની નઝદીક જવું ... ... .. ... ૮૩
પાદશાહ કાઊસનું રૂસતમ ઊપર ગુસ્સે થવું અને તેનું સીસ્તાન પાછું ફરવું .... .... ૯૦
કાઊસ તરફથી સિયાવક્ષનાં નામાનો જવાબ .... ૯૨
સિયાવક્ષનું બેહરામ અને ઝંગએ શાવરાન સાથ મસ્લહત કરવું ... ... ... ... ૯૫
સિયાવક્ષનો અફ્રાસ્યાબ ઉપર પયગ઼ામ ... ૧૦૨
અફ્રાસિયાબનું સિયાવક્ષ ઊપર નામું ... ૧૦૭
સિયાવક્ષનું કાઊસ ઉપર નામું અને તેનું તુરાંન જવું ... ... ... ... ૧૧૦
અફ્રાસિયાબ અને સિયાવક્ષનું, એક બીજાની નઝદીક પોંહચવું ... ... ... ... ૧૧૯
સિયાવક્ષનું અફ્રાસિયાબની નઝદીક દડી રમવું અને હોનર બતાવવું ... ... ... ૧૨૩
સિયાવક્ષનું અફ્રાસિયાબ સાથ શિકારે જવું ૧૩૧
પીરાંનનું પોતાની બેટીને સિયાવક્ષ સાથ પરણાવવું ૧૩૩
પીરાનનું સિયાવક્ષને અફ્રાસિયાબની બેટી ફરંગીસ માટે કહેવું ... ... ... ૧૩૭
પીરાંનનું અફ્રાસિયાબની બેટી ફરંગીસને માટે માંગવું ... .... ... ... .... ૧૪૦
સિયાવક્ષ સાથ ફરંગીસની શાદી .... .... ૧૪૫
સિયાવક્ષનું ગંગદેઝ બનાવવું .... .... ૧૫૩

| | સફે. |
|---|---|
| સિયાવક્ષે ભવિષ્યનાં બનાવ વિષે પીરાન સાથે વાત કરવી .... .... .... ... | ૧૫૮ |
| અફ્રાસિયાબનું પીરાનને મુલ્કોમાં મોકળવું અને સિયાવક્ષે 'સિયાવક્ષગેર્દનુ'' બનાવવું ... | ૧૬૪ |
| પીરાનનું સિયાવક્ષની નઝદીક પાછું આવવું અને તેનું અફ્રાસિયાબની નઝદીક જવું ... | ૧૬૭ |
| અફ્રાસિયાબનું ગર્સીવઝને સિયાવક્ષની નઝદીક મોકળવું | ૧૭૨ |
| સિયાવક્ષનું ગર્સીવઝ સાથ દડી રમવું અને તેનું લડાઈના હોનર બતાવવું .... ... | ૧૭૬ |
| ગર્સીવઝનું પાછું ફરવું અને તેનું સિયાવક્ષ માટે ફરેબ કરવું ... ... ... .... | ૧૮૩ |
| અફ્રાસિયાબનું સિયાવક્ષને લાવવા માટે ગર્સીવઝને મોકળવું ... .... .... | ૧૯૧ |
| ગર્સીવઝનું સિયાવક્ષનાં નામા સાથ અફ્રાસિયાબની નઝદીક પાછું ફરવું .... .... ... | ૨૦૨ |
| સિયાવક્ષનું ફરંગીસને ભેદ કહેવું ... ... | ૨૦૫ |
| સિયાવક્ષનું ખાબ જોવું અને તે ફરંગીસને કેહવું અને તેંણે ફરંગીસને વસીયત કરવી .... | ૨૦૭ |
| સિયાવક્ષનું અફ્રાસિયાબનાં હાથ ઉપર પકડાવું | ૨૧૪ |
| ફરંગીસનું સિયાવક્ષ માટે બાપની નઝદીક રડવું | ૨૨૩ |
| અફ્રાસિયાબના હોકમથી ગોર્વીના હાથ ઉપર સિયાવક્ષનું માર્યું જવું ... ... ... | ૨૨૭ |
| પીરાનનું અફ્રાસિયાબની નઝદીક આવવું, અને તેનું ફરંગીસને છોડવવું ... ... ... | ૨૩૫ |
| પીરાનનું સિયાવક્ષને ખાબમા જોવું, અને કયખુસરોનું પયદા થવું .... ... ... | ૨૩૮ |
| પીરાંનનું કયખુસરોને ગોવાળિયાને સોંપવું ... | ૨૪૩ |
| પીરાંનનું કલુ પાહાડ ઉપરથી કયખુસરોને લાવવું, અને તેને અફ્રાસિયાબની નઝદીક લઈ જવું | ૨૪૫ |
| ફીર્દોસીની પોતાનાં બુઢાપાની ફર્યાદ ... .... | ૨૫૪ |

# શુદ્ધિ પત્ર.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨ | મદ | મર્દ |
| ૧૦ | ૧૫ | સાએ | સઉએ |
| ૭૧ | ૧૫ | મુગ઼ | મુર્ગ઼ે |
| ૮૪ | ૧૨ | ક઼ાઉવત | ક઼ુઉવત |
| ૯૦ | ૧૨ | ઊનાંત | ઉનંતિ |
| ૧૦૮ | ૨૪ | યાદગર | યાદગાર |
| ૧૩૪ | ૧૩ | તારો | તારે |
| ૧૩૯ | ૧૮ | ખેંથી | ખેંચી |
| ૧૫૬ | ૨૪ | માનો | ઝમીનો |
| ૧૫૭ | ૧ | ત્રીસ | નવસો |
| ૧૬૬ | ૩ | મીસ્રી | મીસરી |
| ૧૭૭ | ૧૪ | તર્ય | તર્ફ |
| ૧૭૮ | ૨૩ | નેઝો | નેઝો |
| ૧૯૬ | ૨૩ | તુંની | તુંથી |
| ૨૦૦ | ૧૫ | વસ | ધસ |
| ૨૦૩ | ૯ | પુદી | પુરી |
| ૨૧૬ | ૪ | વાંચ્યું | વાવ્યું |
| ૨૩૪ | ૧૦ | દોયા | દોડ઼યા |
| ૨૪૦ | ૩ | બગાડવા | લગાડવા |
| ૨૪૨ | ૮ | રાતોબી | વાતોબી |
| ૨૪૫ | ૧૮ | તે | ને |

# અર્પણ પત્રિકા.

### બએત.

શરાબે, એ! સાકી મગ઼ઝ તર બનાવ,
ભરી પય-બ-પયે જામ જલ્દી તુ લાવ.
ખુમારીમા જેહુની લખાવત લખુ,
સખાવતના શાહુની સખાવત લખુ.
થયો ગેતીમા નેંક જમશીદ સર,
બેરોનેટ હીંદનો પ્રથમ નામવર.
લીધો જન્મ નવસારી શેહેરે મગર,
તમામ આલમે નામ કીધું અમર.
હુતી તારીખ ઈંગ્રેજી પંદરમી ખાસ,
તથા શુભ હુતો તે જુલાઇનો માસ.
ને ઈસ્વીબી સત્તરસો ત્યાસીનુ સાલ,
જનમ્યો સિતારે સીકંદર ખુશાલ.
ખલકમાં તું પાંમી ગયો હર પલક-
ઝલક, ને ઝમક, ને ચમક, ને દમક.
ફલક ફરતું, રેહતું સદા તાબેદાર,
મલક તાહારી વાહવાહના કરતા પુકાર!
બુલંદ દબદબામા, ગોયા શાહુ જમ,
હુતો કયાં સખાવતમાં હાતમથી કમ?
અશોઇમાં તો ગોયા સિયાવુશ શાહ,
ખુરેહમંદ હુતો, જાંણે ખુરશીદો માહ.
દયાનો તો દરિયા હુતો સર-બ-સર,
થયો ના, થશે ના, તુ જેહુવો દીગર.

અનુપંમ મળ્યું માન સરકારથી,
ભલા રાજ્યની રાજ દરબારથી.
કીધી ધર્મશાળાઓબી ગામેગામ,
તથા હોસ્પીટાલો, નિશાળો, તમામ.
કીધાં આંદરાંનો, ને આતીશ કદાહ,
કુવાઓ, તળાઓ, ને આરાંમગાહ.
અમર નામ જગમા કરી આશકાર,
થયો સાલ છોતેરે તું ફુલગુઝાર.
અઢારસેં ઓગણસાઠ પંદર જુલઇ,
ગયો કીર્તિના પુષ્પ પંમરાવી લઈ.
આભારી રજેરજ પુરી કોંમ છે,
તાહારાં નામનું કોંમને જોંમ છે.
હું જંગલના ઝાહાડોની ડાળી કપાઉ,
ને તે ડાળીઓની જો લેખણ ઘડાઉં.
તથા સાહી, દર્યાઓ કુલની બનાઉ,
તોબી તારી સીફ્ત હુ શી રીતે ગાઉ.
હતે લાખબી મુંખમા મુંજ ઝબાન,
થતે તોબી પુરૂ ન તુંજ દાસતાન.
અશો એવા નરની સેવામાં ધરૂ,-
આ અદના હું વોલ્યુંમ, ને અર્પણ કરૂ.
દોઆ ચાહી યઝદાંનથી દમ-બ-દમ,
કરૂ આં લઘુ પત્રિકાને ખતમ.

ખાકસાર,

(આદીલ.)

## પારસી કૅામના માહાન અકાબર

## સર જમશેદજી જીજીભાઇ પેહેલા બૅરોનૅટ.



જન્મ

તા૦ ૧૫-૭-૧૭૮૩

મરણ

તા૦ ૫-૪-૧૮૫૯

B. A. P. Works.

# સિયાવક્ષની દાસ્તાન.

હવે અય અક્લમંદ અને સુખ્નવર,
દોડાવ અક્લ દીલચશ્પ દાસ્તાં ઉપર.

સુખન હોય દાંનાઈ ભર્યા અગર,
ખુશી જીવે લખનારના હોય મગર.

વિચારો જેના ઠીક નહીં હોતા ખાસ,
ઊંધી વાળે છે તે બુરા ખ્યાલે આસ.

કરે છે પોતાનેજ ખુલ્લો મુદામ,
કરાવેચ હસી દાનાઓમાં તમામ.

ન અયેબ કોઇને પોતાની આવે નઝર,
પોતાનીજ [1]"ખુ" જુએ રોશન મગર.

જો ચાહે રહે કામ હંમેશ આબાદ,
કરી ત્યાર દાનાને દેખડાવ બાદ.

પસંદ કરશે દાના, પસંદ તે શીતાબ,
સમજ વેહતું ઘરની નદીમાજ આબ.

આ દાસતાંન, કેહવાથી દેહકાંનના,
સુખનથી હું જોડું છું બાસ્તાનના.

જુની આય દાસ્તાંનો મુંજથી કરી,
નવી થઈ જશે અંજુમનમા ફરી. ૯૭૫



૧ "ખાસ્યત"

કે લાંબી જો થઇ ઝીન્દેગાની મગર,
ને કાઢી વધુ ખુશ લાંબી ઉમર.
તો ઝાડ ઊગશે ફળવંત મારેથી એક,
સદા દેશે ફળ ગુલશનોમા દરેક.
અઠ્ઠાવન થયાં છે મને સાલ ગર,
અજાએબી વિટી છે કંઇ એક ઝબર.
છતાં આશ ઘટતી નથી સાલથી,
જોઉંચ રોઝ પંચાંગથી ફાલથી.
એમા શું કહ્યુંચ દાના રહેબરે તે,
નવું નહીં થતું જુનું થયેલું છે જે.
સુખન બોલ્યોજા ઊમ્રભર બેગુમાન,
રહે ગેતી જોયલો રહે બુદ્ધીવાન.
ગયો તું કે જઇ પડશે યઝદાંની પાસ,
તારાં નેક યા બદ કીધાં કામ ખાસ.
જે વાવશે તે કાપશે ઝરૂર યાદ કર,
જેવું કહેશે તેવું સમજશે મગર.
ભલો કોઇનું ભુડું સમજતો નથી,
ભલું કેહુવાની રાખ આદત મથી.

## તુસ અને ગેવનું શિકારગાહમાંથી ખુબસુરત ઓરતને લાવવુ અને કાઊસનું તેંણી સાથ પરણવું.

---

સુખન તર્ફ દેહકાનના પાછો ફર,
ને જો કે કવિ મદ શું કેહેચ અગર. ૯૭૬

કહયુંચ એમ દાનાએ તુસ એક દીવસ,
કે મુર્ગાઓની બાંગને વખ્ત બસ.

પોતે, ગેવ, ગુદર્ઝ, અને કંઈ સવાર,
ગયા શાહની દર્ગાથી ખુશ થઈ બહાર.

દગુયનાં તે જંગલમા કરવા શિકાર,
લઇ બાઝ ચિત્તા શિકારી અપાર.

ને એટલા શિકારો કીધા બેધડ઼ક,
કે ચાલે જે ચાળીસ દાહડ઼ા તલક.

હતી પાસ તુર્કીની છાવણી યક઼ીન,
હતી જેના તંબુથી કાળી ઝ઼મીન.

હતું પાસે દુર વેર જંગલબી એક,
તુરાંની સરહદ સુધી આવેલું છેક.

હતો તુસ આગળ, ને ચાલતા તમામ,
તેની પુઠે કંઇએક બાહદુર ગુલામ.

ગયા બેહુ સવારો તે જંગલમા ખાસ,
ફર્યા કંઈ વખત તે તેની આસપાસ.

તેવામા જણાઈ ખુબસુરત નાર જ્યાં,
ગયા હસ્તા હોઠે તેઓ બેહુ ત્યાં.

ન જગમાં હતી તેના ચેહેરા[1] સમાન,
સુંદરતામા ખામી હતી નાં નિદાન. ૯૭૭

હતી "સર્વ"[1] કદમા, ને ચેહરામા માહ,
ન લાઝમ છે કરવાને જે પર નિગાહ.

બોલ્યો તુસ માહને લુભાવનારી વાહ!
તુને લાવ્યું કોણ આય જંગલની રાહ?

જવાબ એ દીધો મારી બાપે યકીન,
કે જેથી મેં તજ્યું છે ઘર ને ઝમીન.

આયો મસ્ત થઇ રાતે મહેફીલે કોઈ,
મને દુર ગયેલી જો નિશામાં જોઈ.

તો ખેંચી ઝેહેરી તેગ઼ બી આબદાર,
ને ચાંહયું કે સર તનથી કાપે તે વાર.

હું દોડી આ જંગલમાં જોતી પનાહ,
ને હમણાંજ આવી પુગી આય રાહ.

તુખંમ માટે જંગીએ પૂછયું મુંદામ,
કહયું તે પરીચેહેરે તેને તમામ.

કે છું ગર્સેવઝની હું એગ્રીબી ખાસ,
ને અઓલાદે છું શાહ ફરીદુંનની પાસ.

કહયું ચાલતી કેમ આવી મગર?
જો આવી છે ઘોડ઼ો ને ભોંમ્યા વગર?

દીધો જવાબ થાકી ગયો મુંજ રખસ,
ઊતારી મને ભોંયે સુસ્તીથી બસ. ૯૭૮

હતાં બેશુમાર મારાં ગોંહર ને ઝર,
હતું તાજબી એક સોનેરી સર.

૧ સરવના ઝાડ જેવી.

લુટયું સામી ટેકડીએથી કોઇએ તે,
ને શમ્શીરની મ્યાને મને મારી છે.

હું ગઈ નાહસી તેઓના ભયેથી જબુન,
ને વર્સાવતી આવી છું જંગલમાં ખુન.

પીદર થાશે હોશ્યાર બેશક જેવાર,
દોડ઼વશે તે પછવાડે મારી સવાર.

અને આવશે માદરબી દોડીને અહીં,
ઝમીન મુલ્કથી ગયેલી ચાહશે નહીં.

થયાં ત્યારે જંગીઓના દીલ ગરમ,
થયો તુસ નવદરનો તો બેશરમ.

અવલ જોઇ મેં બોલ્યો શાહ નવદરી,
તેથીજ આયો દોડી ઊતાવલ કરી.

તો ગેવે કહયું કે આ સર્દારે શાહ,
બરાબર ન મારી થશે બેસેપાહ.

તો ઝીદે પડયો તુસ નવદરનો તે,
કે રસ્તે મુંજ ઘોડાની આવી છે એ.

કહયું ત્યારે ગેવે ન બોલ એવું તું,
હતો સઉથી આગળ શીકારે તો હું. ૯૭૯

ન કહે ખોટું ચાકરડી માટે મગર,
લડાઈખોર હોતા નથી જંગી નર.

વધી વાત તુન્દીની એટલી ઝબર,
વખત આવ્યો કાપવા તે માહતાબી સર.

થયો તેઓમાં ટંટો એવો "દરાઝ",
કે આવ્યો તેઓ વચ્ચે એક સરફરાઝ.

૧ "લાંબો"

કે લઈ જાઓ શાહે ઈરાંની તે પાસ,
જે આપે હુકમ તે કરો બેહુ ખાસ.

કબુલ બેહુએ કીધા તેના એ હરફ,
ને મોંઢાં કીધાં શાહે ઈરાં તરફ.

જોયો કાઊસે તે કુંવારીનો ચહેર,
તો મોહીને ચાહયું જોડાવા મગર.

કહયું શાહે સરદારો બે ને મુદામ,
સફરની આ રંજો કમી થઈ તમામ.

કર્યે ચાલો આજે એ વાતો શીતાબ,
દીલેરો ધરેચ વાઘ લઈ આફતાબ.

તે સાબર યા સુંદર હરણ હોય યાર,
મગર છે તે "અફસરને"[1] લાયક શિકાર.

કહયું શાહે કોણથી છે તારી નિશાન,
કારણ છે આ ચેહરો પરીના સમાન. ૯૮૦

તે બોલી કે માંથી અમીરઝાદી છું,
પીદરથી ફરીદુન તરફની છું હું.

ગર્સીવઝ મમાવો સેપેહદાર છે,
ઝમીન જેને તાબે છે ખર્ગાહની તે.

શહનશાહે બુલ્ગ઼ાર છે મુંજ પીદર,
છું માંદરથીબી તુખ્મએ નામવર.

આ નેક તુખ્મ શાહ જાંણજે ખુબ તું,
કે બુન્યાદેબી કમ નથી કાંઈ હું

અફ્રાસ્યાબનો છે તે ખેસી આબાદ,
ઇઝ઼ત મર્તબાવાલા તુરની ઓલાદ.

1 "સરદારને"

કહયું કાઉસે ચેહેરે, ઝુલ્ફાં, ઓલાદ,
શું ચાહતી એ ત્રણુને તું કરવા બર્બાદ?
ઝનાનામાં ઝરરીન તુને રાખું ગર,
કરૂ ચંદ્રમુંખીઓ પર તુને સર.
દીધો જવાબ, તુને મેં જોયો જેવાર,
પસંદ કીધો ગર્દનકશોમા તેવાર.
દસ ઘોડા કીમતી અને તખ્ત તાજ,
મોકળ્યાં શાહે બેહુ સરદાર કાજ.
તે પુતળાંને મોકળી ઝનાનામાં શાહ,
કેહવા લાગો બેસવા તેને તખ્તગાહ. ૯૮૧
કે સણુગારી કપડાંએ રેશમના ઝર્દ,
શું યાકુત ફીરોઝાથી ને "લાજ'વર્દ."
હાથીદાંતોનું તખ્ત બેસવાને કાજ,
ધર્યું માંથે યાકુત ફીરોઝાનું તાજ.
દીગર રબની બક્ષેસ હતી તેમા હાલ,
હતું હાથ લાગ્યા વીનાનું તે લાલ.

## સિયાવક્ષનાં જન્મનું બયાન અને રૂસતમે તેને ઝાબુલેસ્તાનમાં કેળવણી આપવી.

થયો નહીં એ વાતોને ઝાઝો પ્રસંગ,
કે આવ્યો ખુશાળીના બાહારોમા રંગ.
થયા માસ નવ ખુબસુરતને શીતાબ,
કે બેટોબી આવ્યો નુરી આફતાબ.

૧ ગોંહરનું નામ.

કહ્યું શાહા કાઊસને સૌએ તે પળ,
દીધુંચ પગ મુંબારીકના માહતાબે ફળ.

મુંબારક થયુંચ એક બાળક આ વખ્ત,
છે વાજબી જો લઈ જાએ વાદળે તખ્ત.

પરીચેહેર બાળક દીધુંચ બેગુમાન,
જે ચેહેરે છે આઝરના પુતળાં સમાન.

થતી વાત ચોગમ તે બચ્ચાંની સહી,
એવા બાલ મુખ કોઇએ જોયાં નહી.

દીધું નામ સ્યાવક્ષ શાહેબી ખાસ,
અને કીધી ફરતાં ફલકની સેપાસ ૯૮૨

પછી ઝઈફ તેડયો સીતારેશનાસ,
અને કીધી તે ઝઈફનીબી સેપાસ.

કારણ ગણતરી આંસમાનોની એમ,
તે જાણતો ભલી ભુંડી કેટલી ને કેમ.

ભુંડા ગ્રહે તેના જોઇ સીતારેશીનાસ;
થયો બખ્ત સુતું જોઇ નાંસીપાસ.
બદી નેકીમા ગ્રહ દીઠા બદ તમામ,
જેથી તેને સોંપ્યો ખુદા પર મુદામ,

કીધો શાહાને બેટાના કામે આગાહ,
અને કેમ લેવી તે દેખડાવી રાહ.

ગયો વખ્ત એ વાતેબી કંઈક ખાસ,
કે આવ્યો તહમતન તે પાદશાહની પાસ.

ને બોલ્યો કે બચ્ચું આ સિંહની મીસાલ.
ઊછેરસ હું ખોળામા મારા ખુશાલ.

નથી તુંજ રખેવાળોમા પ્યાર કાંઈ,
ન ગેતીમાં મુંજ જેવી મળવાની દાઈ.
કીધો શાહે એ વાત ઉપર બહુ વિચાર,
ફીકર જેવું જોયું ન દીલમા લગાર.
તો આંખો ને દીલ દીધું રૂસ્તમની પાસ,
ખુશીથી જહાંજીએ જંગીને ખાસ ૯૮૩
ગયો તેહમતન લઈને ઝાબુલેસ્તાન,
અને કીધું ગુલશનમાં તેનું મકાન.
સવારી ને તીરો કમાનો કમંદ,
લગામો રેકાબો વિગેરે બુલંદ.
કચેરી ને મહેફીલ ને પીવો શરાબ,
લઇ બાઝ ચિત્તા શીકારો શીતાબ.
શુ દાદો ને બેદાદ તખ્તો કોલાહ,
શુ ભાષણ ને જંગ કરવી લઇને સેપાહ.
શીખવ્યા એ હુન્નરબી તેને તમામ,
ઘણી રંજનું ફળ એ મળ્યું મુદામ.
સિયાવક્ષ થયો એવો તો આ જહાન,
કે સરદારોમા કોઇ ન તેની સમાન.
જતાં વખ્ત એવો તો બન્યો દીલેર,
કે લાગો શિકારગાહે ધરવાને શેર.
કહયું તેણે રૂસતમને અયે નામદાર,
કે મુખ શાહનું જોવા થયો છે વિચાર.
તેં બાળ્યું છે દીલ રંજ ખેંચી ઝબર,
શીખવ્યા મને શાહોના કુલ હુંનર.

થવું જોઈયે એમ કે પીહર મારો જોય,
જે પીલતનના હુંનર ને કેળવણી હોય. ૯૮૪

કીધો શેર દીલ જંગીએ ઇન્તેઝામ,
હરેક બાઝુ દોડાવ્યાં માણુસ તમામ.

શું ઘોડા ગુલામો શું ચાંદી ને ઝર,
શું તાજો શું તખ્તો કમરબંદ મોહર.

બીછાવા ને પેહડવાના વસ્ત્રો લીધાં,
હરેક ગમથી મળ્યાં તે ભેગાં કીધાં.

હતું ના ખઝાનામા રૂસતમના જે,
તુરત બીજી બાઝુથી મંગાવ્યું તે.
કરી એમ ને કીધો રવાના મગર,
હતી સિયાવક્ષ પર બધાંની નઝર.

ગયો તેની સંગ તહમતન સરફરાઝ,
કે ના થાય શાહાબી જેનાથી નારાઝ.

કીધી સાએ રચના રીવાજે મીસાલ,
કે કરવાને તે નામવરને ખુશાલ.

ને સોનામા અંબરને ભેલી દીધું,
ખુશી માટે માથે નિછાવર કીધું.

બની ગેતી માંલો ખુશાળીથી તર,
ને રચનાઓ થઈ ઘર અગાસીઓ પર.

દીરમ અર્બી ઘોડાઓના પગ તળે,
ન ઇરાનમા કોઈ ગમગીં મળે. ૯૮૫

હરેક ગમ ઘોડાઓની ચાલે શીતાબ,
ટપકતાં કેસર કસ્તુરી ને શરાબ.

૧ રૂસતમને  ૨ ગરદનના બાલથી

# રૂસ્તમનું સિયાવક્ષને ઇરાનમાં પાછું લાવવું.

ખબર થઈ એ કાઉસ શાહને જેવાર,
કે આવે છે સ્યાવક્ષ દમામે અપાર.
ફરમાવ્યું તો લશ્કર ને લઇ ગેવ તુસ,
ખુશીથી ગયા લઇને હાથી ને કુસ.
મળ્યું સર્વે નામીઓનુ અંજુમન,
કે એક હાથે તુસ ને દીગર પીલતન.
થતા ખુશ તે આવ્યા શહનશાહા પાસ,
તે ફળફુપ નવાં ઝાડની સાથ ખાસ.
આવ્યા શાહા કાઉસના અયેવાંન પાસ,
રાહા દીધી સઉએ પુકારીને ખાસ.
ઉભા ધુપ, ખુશબુને, લઈને ગુલામ,
અદબ વાળી જોવાને લાગ્યા તમામ.
જણો ઉભા ત્રણસો હરેક ખુના પાસ,
હતું સર્વ સઉ વચ્ચે નામીચું ખાસ.
વધાવ્યાં તે પર બહુ ઝરો ને ગોહર,
દોઆ સરવે કોઇએ કીધી તે ઉપર.
ને કાઉસને તખ્તે હાથીદાંત પર—
જોયો, તાજ નુરાની યાકુતનું સર. ૯૮૬
શુરૂમા દોઆ દઈને કીધું નમન,
થોડા વખ્ત મુકી ઝમીને આ તન.
આયો તે પછી પાસ શાહની મગર,
બગલમાં લીધું તેનું સરદારે સર.

૧ નગારાં

ને દઈ માન રૂસતમને પુછી ખબર,
બેસાડયો ફીરોઝાના તખ્ત ઉપર.

તે ઊંચાઈ ને કદ દબદબાની ઉપર
બુલંદ બખ્ત, ને જોઇ તારીફ઼ અબર.

થયો ગ઼ર્ક઼ે તે તાજુબીમા તમામ,
દોઆ તે ઊપર કીધી ભારે મુદામ.

એવી અક઼લમંદી ને નાની ઊમર
ગોયા જાંન તેનો જીવેચ અક઼લ પર.

બેહદ કીધાં યઝ઼દાંના તેંણે શુકર,
અને સર રગડયું ઝમીનની ઉપર.

તે બોલ્યો એ માલીક આસ્માનના,
ઘણી મેહેરનાં ને ઘણી જ્ઞાનના.

છે ગેતીની કુલ નેંકી તારેથી ખાસ,
કરૂ તારી, ફ઼રઝંદના મળવાથી ન્યાસ.

બુઝર્ગેં ઈરાં લઈ નિસારો મુંદામ,
ગયા ખુશ થતા શાહા પાસે તમામ. ૯૮૭

અ઼જબ થઇ ગયા નુર સ્યાવક્ષનું જોઈ,
કરવા લાગા શુક્રે ખુદા સઉ કોઈ.

ને ફ઼ર્માવ્યું, કે આવ્યા ઉ઼મ્રા અમીર,
તથા ફ઼ઓજ અંદરના સરવે દલીર.

તેના બાગ઼ અ઼યેવાંનો મેહેલે ગયા,
ને સરવે ખુશાળીથી ભેગા થયા.

થવા લાગ્યાં જશ્નો જગેજગ શીતાબ,
થયા ભેગા તંબુર ગવૈયા શરાબ.

એવી ખાંણી પીણી બની કે જહાન-
માં, કોઈએ કીધી હોય ના એગુમાન.
ખુશાળીબી હફ્તો મચી સર બ સર,
ખુલ્યા આઠમે દીન ખઝાનાના દર.
કરો ઢગ હરેક ચીઝ બોલ્યો તે શાહ,
શું મોહરો શું શમ્શીરો તખ્તો કોલાહ.
ઘોડા અર્બી ઝીનના ખદંગી મુંદામ,
ને પાખરો, બખ્તરો જંગના તમામ.
દીનારોની ઠેળીઓ ને શું દીરમ,
શું કપડાંઓ, ગોંહરો, ઝેયાદા, ને કમ.
સીવા તાજ, હતો તાજનો વખ્ત નહી,
હતું તાજ લાયક ન બાળક સહી. ૯૮૮.
તે સ્યાવક્ષને આપી, વધાઈ દીધી,
સારા વખ્તની બહુ ઊમીદો કીધી.
વરષ સાત અઝમાવી જોયો સહી,
હરેક વાતે નેકી સીવા જોયો નહી.
કહયું આઠમે સાલ સોનેરી તાજ,
સોનેરી કમરબંદ ને સોનેરી સાજ.
પટો લખ્યો રેશમને કપડે ખુશાલ,
વડીલો ને ઝઈફોની રીતો મીસાલ.
દીધો શાહે, મુલ્કે કોહીરતાં અબર,
હતો તાજ અને તખ્ત લાયક અગર.
અગઉ જેને કહેતા કોહેસ્તાં મગર,
કહેચ હાલમાં "માવરાઉન નહર."

ગયો એક ઝમાનોબી જેની ઉપર,
દીલે શાહા રહેતું ખુશીમાં ઝબર.

## સોદાબેનું સિયાવક્ષ ઉપર આંશક થવુ.

કે એક દહાડો કાઉસ બેટાને લઈ,
ને બેઠો, કે પુગી સોદાબેબી જઈ.
સોદાબેએ સિયાવક્ષનો જોયો ચહર,
વિચારે પડી દીલ ધડકયું ઝબર.
તવઇને બની તેણી ડારા મીસાલ,
ગોયા આગ પાસે બરફનો જે હાલ. ૯૮૯
રવાંના કીધો તેને કાસદબી ખાસ,
કહયું જઈ છુપો કહે સિયાવક્ષ પાસ.
કે ગેતીના શાહનાં ઝનાને મગર,
અજબ કોઈ થશે ના તું આવે અગર.
ગયો પેલો કાસદ ને દીધો પયામ,
તો સમજી ને ગુસ્સે થયો નેકનામ.
ને બોલ્યો નથી મર્દ પર્દાનો હું,
નથી ફન ફરેબી ન લોભાવ તું.
તો સોદાબે ગઈ ખાસ બીજી સહવાર,
અદાથી તે શાહે ઇરાં પાસ યાર.
અને બોલી તે કે ઓ શાહે સેપાહ,
નથી તું જેવો જોતા ખુરશીદ માહ.

નથી ગેતીમાં તારાં ફરઝંદ મીસાલ,
કે રંહો તારાં પયવંદથી ગેતી ખુશાલ.
મોકળ તારાં ખેશીનાં પર્દા અંદર,
કે મળવાને વાહુળાંઓને સર બ સર.
તેને કહે જ્યા કર તું પર્દામાં ખાસ,
હમેશાં હરેક વાર બેહુનોની પાસ.
છે સર્વે ઝનાનાના માયા મહુર,-
થી લોહી ભર્યાં દીલ, પાણી ભર્યા ચહુર. ૯૯૦
હમો માંનથી કરશું તે પર નિસાર,
ને ફળ લાવશું શેવાનાં ઝાડે અપાર.
કહયું શાહે કે વાત એ સારી છે,
કે માયાબી સો મા[1] જેવી તારી છે.
કહયું તેડી સર્દારે સ્યાવક્ષને ગર,
છુપાતાં નથી રગનું લોહી મહુર.
કીધોચ પાક યઝદાંએ એવો તને,
જે જુએ તે કુરબાન થાયેચ અને.—
જે છે ખાસ ખેશીઓબી લોહીદાર,
તેઓ જુએ દુરથી તો વલ્યું શું યાર?
છે પરદે મારા તારી બેહનોબી હાલ,
છે સોદાબે ખુદ મેહેરબાં મા મીસાલ.
તું જા પર્દા પાછળ ઝનાનાને મળ,
નમન તેઓ કરશે રેહજે થોડી પળ.
સમજ્યું સિયાવક્ષે બોલ્યો જે શાહ,
તો કીધી અજબ થઈ તેનાપર નિગાહ.

[1] માદર

કીધો ખ્યાલ દુરથી તેણે થોડી વાર,
પછી કીધો દીલ સાફ કરવા વિચાર.
વિચાર્યું કે અઝમાવતો હોય પીદર,
કે શું છે મારાં આય મનમાં અગર? ૯૯૧

કારણ તે ચતુર છે મધુર બોલનાર,
અનુભવી ચાલાક વેંહમી અપાર.
પડી વેંહમમા લાગો કરવા વિચાર,
મગર આયો નકકી વિચારોએ ચાર.
કે જઈશ હુ ઝનાનામા તેના અગર,
તો વાતે વળગશે સોદાએ ઝગર.
દીધો જવાબ સ્યાવક્ષે, જો શાહે એ,
દીધાં છે કોલાહ તાજ ફર્માન જે.
કે જ્યાથી જે આફતાબે બુલંદ,
ઉંચે જઈ કરેચ ખાકને અઝમંદ.
મુકયું તાજ કોઇએ ન તું જેવું સર,
કે દાનાઈ, ખુબી, રાહ, રસમમા અગર.
મોકળવો મને જોઇએ તુંએતો ખાસ,
બુઝર્ગો, અકલમંદો સરદારો પાસ.
દીગર નેઝા ગુર્ઝો ને તીરો કમાન,
ચલાવવાને શત્રુની ફ઼ોજો મેયાન.
તખત શાહી દરબારી રીતો ઝરૂર,
સભા, મેજબાની, શરાબો તંબુર.
શીખશ શું હું શાહના ઝનાનામા જઈ?
દેખાડશે શું દાંનાઇ રાહ સ્ત્રીઓ થઈ? ૯૯૨

કહયું શાહે રેહજે ખુશી અયે પીસર,
અક્લનો રહે પાયો તારી ઉપર.

એવી નેક વાતો મેં સમજી છે કમ,
સુની જેને ભેજું ખીલેચ દમ બ દમ.

ન બદ રાખ અંદેશો દીલમાં ઝરૂર,
ખુશી ભર્યો થા કર ગ઼મો રંજ દુર.

તું મળ બાળકોને જઈ એકવાર,
કે થાયે કદી તેઓ રાઝ઼ી લગાર.

છે પરદામાં બેહનોબી તારી મગર,
સોદાબે છે માંદર જેવી પુર મહર.

સિયાવક્ષ બોલ્યો બડી બાંમદાદ,
હું જઇ શાહે કહેલું કરશ સર્વ યાદ.

એવોજ છે અગર પાદશાહનો હુકમ,
તો રાખશ જવા રીત ત્યાં દમ બ દમ.

હતો મર્દ એક નામે હીરબદ નિદાંન,
બદીથી જેના દુર દીલ મગ્ઝ઼ જાન.
જે પરદાને બીલકુલ છોડતો નહીં,
કુંચી પોતે રાખતો ઝનાનાની સહી.

કહયું શાહે ઈરાંએ દાનાને તે,
સુરજ ખેંચે નિચાનથી તેગ઼ કે. ૯૯૩

જજે હોશથી તું સિયાવક્ષની પાસ,
બજા લાવજે આપે જે હુકમ ખાસ.

ને કેહજે સોદાબેને, સાંબે તે વાર,
કે લાવે ગોંહર કસ્તુરીનો નિસાર.

ને બેહનો આવે દાસીઓ સાથે ખાસ,
કે પોખરાજો કેસર વધાવે તે પાસ.

ઉઠાવ્યું કઢણુથી જો ખુરશીદે સર,
તો આવ્યો સિયાવક્ષ શાહ પાસ ગર.

દોઆથી નમંનબી કીધું શાહ પાસ,
કીધી વાતો સર્દારે બાતીનમાં ખાસ.

કે હેરબદને તેડ્યો જો ફારેગ થયા,
ને ઘટતા સખુન કંઇક તેને કહયા.

કહયું સિયાવક્ષને કે સાથે તું જા,
નવું કંઈક જોવાને તૈયાર થા.

ગયા સાથે તે બેહુ જણા દમ બ દમ,
ખુશી જીવે દીલથી કરી દુર ગ઼મ.

ખોલ્યો [1]દરનો હીરબદે પરદો જેવાર,
ન થાય ભુડું! સ્યાવક્ષે કીધો વિચાર.

ઝનાનો આવ્યો પાસ સરવે તેવાર,
સજી આવ્યાં સણગાર, જોવા દીદાર, ૯૯૪

થયું હયાંથી ત્યાં સુધી આખુ તે ઘર,
દીનાર અને કસ્તુરી કેસરથી તર.

દીરમ નાખતાં નિચે પગની મુદામ,
ઝ઼રો ગોહરો સાથ મેળવી તમામ.

ઝ઼મીન છુપી ગઈ રેશમી કપડે ચીનઇ,
અને કી઼મતી મોતીએ ધર્તી ભરઇ.

ગવૈયાના સુરો શરાબો તંબુર,
હતાં સૌને સર, તાજો ગોહરના પુર.

[1] દરવાઝાનો

ઝનાનખાનું સણગારેલું બેહેશ્ત જે,
આરાસ્તા ભર્યું નાઝનીનોથી તે.
સિયાવક્ષ પુગો ઝનાને જે વખ્ત,
તો જોયું ઝળકતું ઝરીન એક તખ્ત.
ચિતારો ફીરૂઝા તણાં તે ઊપર,
શહા લાયક કપડે સજેલું મગર.
ગોયા ચાંદ, સોદાબે તખ્તે ખુશાલ,
હતી રંગ ભરી ખુ બહેશ્તી મીસાલ.
યમનના સોહેલ નુરી તારા મીસાલ,
ને વિંખાયલા માથે હતા તેને બાલ.
હતું તાજ એક તેને માથે બુલંદ,
હતી પગ સુધી [1]કસ્તુરીની કમંદ. ૯૯૫
ઝરીની સપાટ હાથ બાંદીને ખાસ,
અદબથી નિચું સર, ઉભીતી જે પાસ.
ગયો પરદા અંદર સિયાવક્ષ જેવાર,
તખતથી નિચે આવી સોદાબે ત્યાર.
નમન કીધું આવી અદાથી તુરત,
ધરી રાખ્યો પહેલુમાં લાંબો વખત.
ચુમ્યાં આંખ મોઢું ઘણીવારથી,
ધરાઈ નાં શાહઝાદાના દીદારથી.
કહયું હોજો યઝદાંના સોસો શુકર,
કરૂચ યાદ દીન રાત ને ત્રણ પહર.
ન તું જેવું ફરઝંદ છે કોઈ ઘર,
નથી બલ્કે શાહને ઘરેબી દીગર.

૧ કસ્તુરી જેવા કાળા બાલો

સિયાવક્ષ ચેત્યો એ માયાનો અર્થ,
નથી એ ખુદઇ શાહની પ્રિતી સમર્થ.
તુરત ગયો ત્યાંથી તે બેહનોની પાસ,
ન લાઝમ હતું તે જગે રેહવું ખાસ.
દોઆ તે ઉપર કીધી બેહેનોએ ગર,
બેસાડયો ઝરીન તેને ખુર્સી ઉપર.
તે થોભ્યો ઘણી વાર બેહેનોની પાસ,
ગયો ત્યાંથી શાહનાં તખત પાસ ખાસ. ૯૯૬
ચાલી એજ વાતો ઝનાને તમામ,
જુઓ તાજ સર, સભ્યતાનું મુદામ.
નથી લા,ગતો કોઈ આદમ સમાન,
ગોયા બુદ્ધી વર્સાવે છે તેનો જાન.
પીદર પાસે બોલ્યો સિયાવક્ષ મુદામ,
કે જોયો ઝનાનો ને છુપ્યું તમામ.
તું માટે છે ગેતીની નેકી અપાર,—
ખુદાથીજ; એમા શક નથી કંઈ લગાર.
શહા જમ ફરીદુનો હોશંગથી ગર,
તું છે ગંજો તેગો સેપાહામા ઝબર.
થયો ખુશ તેની વાતોથી શાહરયાર,
કીધો મેહેલ તૈયાર ખુરરમનો બાહાર.
કીધો સાજ તંબુર ને દારૂ તૈયાર,
નસીબનો કીધો દુર દીલથી વિચાર.
પડી રાત ને દીન સિયાહ જો થયો,
તો પરદામાં શાહ નામવર તે ગયો.

સોદાબેને શોધી કહયું શાહે કે,
છુપાવ મારેથી તું નહીં ભેદ એ.
શું ધારે છે સિયાવક્ષનું બોલવું ને ખ્યાલ?
તેના ચેહરા, કદ, ને સુખન, માટે હાલ? ૯૯૭

પસંદ તુને પડયો? અકલમંદ તે?
બોલાય છે તેના કરતાંબી સારો છે.

સોદાબે કહે તું જેવો શાહ મગર,
નથી શાહ સેપાહે જોયો તખ્ત પર.

એ બેટા જેવો ગેતીમા કોણ છે?
ને કાંય થવી જોઇયે છુપી વાત એ?

કહયું શાહે જવાંનીને તેની મગર!
ખુદા કરે લાગે ના કોઈની નઝર!

કહયું સોદાબેએ કેહવું મારૂ આય,
કબુલી, વિચારોથી મળતો જો થાય.

ઓરત ખેસીઓથી અપાવું સહી,
બીજા કોઈ નામદારોમાંથી નહી.

આવે જેથી ફરઝંદ જગમાં ખુશાલ,
કે નામદારોમાં તેના ચેહેરા મીસાલ.

તારાજ જેવી બેટીઓ છે હયાં નિહાન,
તારાં પાક પયેવંદના તોખમ સમાન.

અગર તુખ્મે [૧]કયઅર્શ અને કયપશીન,
જો ચાહશે તો ખુશીથી દેશે યકીન.

કહયું શાહે મારોબી છે એ વિચાર,
છે નામ અને મોટાઈ ફર્ઝંદથી યાર. ૯૯૮

૧ શહા કાઉસના બેઉ ભાઇયો.

સિયાવક્ષ ગયો બીજે દીન શાહ પાસ,
દોઆ તાજ અને તખ્ત પર કીધી ખાસ.
કરે બાપ બેટાથી વાતો મુંદામ,
બેગાના પુરૂષોથી છાણી તમામ.
તે બોલ્યો કે ગેતીનાં દાવરની પાસ,
છુપી રહી છે એકજ હવે મારી આસ.
કે તુંજ નામ તુંજથી રહે યાદગાર,
ને આવે તારી પીઠે એક શહરયાર.
તુંથી તાઝો રહે છે ચેહેરો મારો જેમ,
તારૂ દીલ તેનાં દીદારે શાદ તેમ.
સીતારાને આધારે થઇ છે ખબર,
નજુમી મુંબેદોની વાતે અગર.
કે શહરયાર તારાં તુખમથી થશે,
આ ગેતીમાં યાદગાર તે રહી જશે.
પસંદ કર તું ખાંનદાંની ઓરત મગર,
ને કર કયપશીનનાં આં પરદે નઝર.
બીજી કય અરશનાં છે ઘરમાંબી ખાસ,
તું દે હાથ કોઇને કરીને તપાસ.
કહયું શાહનો બંદો હું છું સર બ સર,
નમાઊંચ સર હુકમ વિચારો પર. ૯૯૯
પસંદ તું કરે તે છે રાસ્તી અગર,
કે છે શાહા નાંમી તું બંદાઓ પર.
ન થાય એમ સોદાબે સમજે અગર,
હતું તેનું કેહવું, વિચારો, દીગર.

કહીશ ન સોદાબેને હું એ કલામ,
નથી મારૂં કંઈ તેના પર્દામા કામ.
હસ્યો શાહ સિયાવક્ષને કેહવે મગર,
હતો [1]પુસ તળે આબથી બેખબર.
કહયું તુજ પસંદનીજ જોઇયે છે નાર,
ન જોઇએ તુને અંજુમનનો વિચાર.
માયા ભરી વાતો છે તેની નિદાન,
તારીજ પાસબાંનીમા છે તેનો જાન.
તેને કેહવે સ્યાવક્ષ થયો શાદ ખાસ,
છુપા અંદેશાથી થયું દીલ ખલાસ.
સેતાયશ કીધી શાહે ગેતીની ખાસ,
નમનથી નેયાંયશ કીધી તખ્ત પાસ.
છુપો, ફંન ભરી સોદાબેથી ઝબર,
સુંજાતો હતો થઇને [2]ખસ્તા જીગર."
સમજયો કે એબી છે તેનુંજ કામ,
ચીરાવા જેથી લાગું તન પરનું ચામ. ૧૦૦૦

## સિયાવક્ષનું બીજી મર્તબે સોદાબેની આગળ જવું.

વિટી રાતબી એ ઊપર જો દીગર,
છવાયું ફલકબી સિયાહ ખાક પર.

૧ "ઘાસ" ૨ તુટેલાં દીલનો

સોદાબે ખુશીથી બેઠી તખ્ત પર,
મુંકી રાતાં યાકુતોનું તાજ સર.
બોલાવી બધી બેટીઓનેબી પાસ,
સજી, સોનેરી તખ્તે બેસાડી ખાસ.
સજેલી ઊભી પુતલીઓ તેની પાસ,
ગોયા મેહલો અયેવાં થયાં બેહેસ્ત ખાસ.
કહયું ચંદ્રમુખીએ હીરબદને ખાસ,
કે જઇને તું કેહજે સિયાવક્ષ પાસ.
કે ચાલવા દે તકલીફ પગને ખુશાલ,
બતાવ કદ મને તું સરવની મીસાલ.
આવ્યો દોડી હીરબદ ને બોલ્યો મુદામ,
કહયું સમજેલું પર્દામાનું તમામ.
પેગામ એવો સમજી થયો તે અજબ,
અને યાદ કીધો તે ગેતીનો રબ.
ઘણો ચારો શોધ્યો, ન મળ્યો મગર,
ફીકરથી તે ધુંજવા લાગો એ ઉપર.
સિયાવક્ષ ગયો તેની પાસે તુરત,
જોયો તેણીનો ચેહરો તાજો તખત. ૧૦૦૧
સજેલી હતી પુતલીઓ જેંણી પાસ,
હતાં બેહશ્ત અયેવાંનો ને તખ્ત ખાસ.
નિચે તખ્તથી તેંણી આવી તે પાસ,
સજી ચેહરો ને બાલ ગોંહરથી ખાસ.
કે બેઠો ત્યાં સ્યાવક્ષ સોનેરી તખ્ત,
ઉભી પાસે સોદાબે જોડીને દસ્ત.

સજી પુતલાં શાહુને દેખાડયાં મુદામ,
હતાં મોતિ વિંધ્યા વગરના તમામ.

કહયું તખ્તે અયેવાન, જો તું મુદામ,
ઝરીન તાજની બાંદીઓબી તમામ.

તરાઝી આ પુતળાંઓ નઓજવાન છે,
કીધાં શર્મ નાઝોના ચઝદાંએ જે.

તો ખુશ લાગે તેઓના પગથી તે સર,
તું કરજે ચેહરા અને કદ પર નઝર.
નિગાહ આડી સ્યાવક્ષે કીધી અગર,
તો એકેબી તેથી ન મેળવી નઝર.

બોલી એક બીજી કે ચંદરબી સહી,
આ શાહુને જોવા કરે હીંમત નહી.
પછી ગઈ પોતાની જગો સઉ ખુશાલ,
કરે એક બીજાં ભાગ્યશાળીનો ખ્યાલ. ૧૦૦૨

તેઓ ગઇ પછી બોલી સોદાબે એમ,
કે મનની તું વાતો છુપાવે છે કેમ?
નહીં કહે મને? હોય ઇચ્છાબી જે,
પરી ચહર રૈનક તું મોંઢાએ છે.

જે કોઈ કે દુરથી તુને જોયે છે,
બેહોશ થાયે છે મોહીને તુર્ત તે.

જો આંખે આ ખુબસુર્તીઓમાં મગર,
છે કોણ તારે લાયક કરી જો નઝર.

સિયાવક્ષે દંગ થઈ દીધો ના જવાબ,
આવ્યો પાક દીલમા વિચાર એ શીતાબ.

મારાં પાક દીલ પર હું માતમ કરૂ,–
ભલું, પણ ન શત્રુની ઓરત વરૂ.
સમજ્યું છે સરદારો નાંમીથી એ,
જે હામાવરાંનની હકીકતો છે.
શું કીધું છે? શાહે ઈરાં સંગ ને,–
દીલેરાંને ઈરાંની ધુળ કાઢી તે.
તેનીજ બેટી સોદાએ પ્રીતુરી છે,
કે રખડાવશે ખાંન્દાની હાડકાંઓ જે.
ન લબ ખોલી સ્યાવક્ષે દીધો જવાબ,
ઊંચકયો પરીચેહરે મુંખથી [1]નકાબ. ૧૦૦૩
કહ્યું સુર્ય સાથે નવો હોયે માહ,
નવાં તખ્તે જોએ કરી કોઈ નિગાહ.
નવઈ શું? ગમે ના તેને માહાતાબ,
કે ખુદ તુંજ બગલમા જો છે આફતાબ.
મને હાથી દાંતોના જોય તખ્ત પર,
ને યાકુત પીરોઝા તણું તાજ સર.
નવઇ શું? તે માહતાબને જોય નહી,
ને હર ખુબસુરતીઓ ધીકકારે સહી.
કરે જો તું એકરાર મુંજથી ઝરૂર,
ફરે ના, કરે મારી મુશકીલો દૂર.
તો એક નઓજવાંની ભરી બેટી ખાસ,
કરૂં ઊભી દાસી જેવી તારી પાસ.
હવે આપી સોગંદ વચંન દે અગર,
કે ફેરવે ના તું મારી વાતોથી સર.

[1] પરદો

આં ગેતીથી ગુઝરે અગર શાહુરયાર,
તે વારે બને મારો તું યાદગાર.

ન થાય એમ કે પુગે મને કોઈ [1]મલાલ,
મને પ્યારથી રાખે જીવની મીસાલ.

ઉભેલી છું હું આય જો તારી પાસ,
શીરીં જાંન તન તુને દીધાં છે ખાસ. ૧૦૦૪

જે હોય તારી ઈચ્છા તે લાંઉ હું બર,
લે ઈચ્છાથી ફાંદામા તું મારૂ સર.

એ કહી માંથુ ધર્યું લીધો બોસો એક,
ભુલી ગઇ તે શર્મો હયાને દરેક.

થયું શર્મથી મોંહું સિયાવક્ષનું લાલ,
થયાં ખુનથી પાંપણો ગર્મ હાલ.

કહ્યું દીલથી દેવોનાં કામે ઝરૂર,
મને રાખે હરદમ તે યઝદાન દૂર.

પીદરથી નહીં બેવફાઇ કરશ,
અહરીમનથી નાં આશનાઈ કરશ.

જો બેશર્મને દેઉચ ઠંડો જવાબ,
તો ગુસ્સાથી દીલ ગર્મ કરશે શીતાબ.

ને કરશે ફરેબ કંઇક છુપા ઝબર,
યકીન ધરશે ગેતીનો શાહ તે ઉપર.

ભલું કે, કરૂં તેથી વાતો નરમ,
કરી વાતો રાખું નરમ ને ગરમ.

કહયું સોદાબેને સિયાવક્ષે એ,
કે જોડી આ ગેતીમાં કોંણુ તારી છે?

મગર છે હરીફ તારો અર્ધોજ માહ,
ન તું કોઈને લાયક સિવા પાદશાહ. ૧૦૦૫

કે બસ મારે બર કોઈ કુંવારીજ હશે,
ન તેના સીવા કોઇ મારી થશે.

કબુલી ને કહે શાહે ઇરાં ને તું,
પછી જોજે આપે છે તે જવાબ શું?

કબુલ તેને કરવા હું આપુચ વચન,
ઝબાંથીબી હું કૉલ આપુચ તદન,

બને મારાં કદ લાયક તેંણી જેવાર,
કરશ ત્યાં સુધી બીજીનો નાં વિચાર.

બીજું એકે મુંજ ચેહરો જોઈ અપાર,
તારા જીવે ઊછળે છે જો મારો પ્યાર.

તો નુરથી પોતાનાં ખુદાએ મને,
કીધોચ એવો કહું છું ઓ સુંદર તને.

ખોલી ભેદ કોઈને ન, કેહતી તું આય,
નથી મારો ચારોબી ખાંમોશ સીવાય.

છે રાણી બાંનુઓની સરદાર તું,
ગણીશ તુને માદર સીવાયે ન હું.

કહી એમ ચાલતો થયો બેગુમાન,
હતાં બદ સોદાબેના દીલ, હોશ, જાન.

આયો બાદ કયકાઉસ પર્દામા ગર,
સોદાબેએ જોયો કરીને નઝર. ૧૦૦૬

વધઈ ત્યારે આવી દીધી શાહ પાસ,
ને બોલી તે સ્યાવક્ષનાં કામોએ ખાસ.

કે આવ્યો ને અયેવાંન જોયું તમામ,
સિયાહ ચશ્મ પુતળીઓ સર્વે મુંદામ.

તે સુંદરીઓથી બન્યું એવું મકાન,
ગોયા પ્યાર ચંદ્રથી ટપકે નિદાન.

હતી કીધી મારીજ બેટી પસંદ,
ન કોઈ સુંદરીનો તે હતો અર્ઝમંદ.

એ વાતે થયો શાહા રાઝી અગર,
બગ઼લમા ગોયા ચાંદ આવ્યો મગર.

ખોલી ગંજનો દર ને ગોહર બુલંદ,
શું કપડાં ઝરીના, અને કંમર બંદ.

તથા વળી તાજો ને વિંટી ને હાર,
અને તખ્ત સાંકળ, સોંનેરી અપાર.

એ સરવેનાં ઢગલા કીધા બેશુમાન,
બની જેથી ભરપુર સારી જહાન.

કહયું સોદાબેને કે લે આં તમામ,
કે આવશે સિયાવક્ષને માટે એ કામ.

તેને આપી કેહજે નજીવું છે એ,
યા એથી બસો ઘણું જોઇયે તો લે. ૧૦૦૭

અજબ થઈ સોદાબે આ જોઈ અપાર,
ફરેબ ફનનાં કરવાને લાગી વિચાર.

કે જો તે નહીં માને મારૂ ફરમાન,
તો કાંય તે ન સુખખે લીયે મારો જાન?

ભલા ભુંડા ચારા આ જગમાં તમામ,
કરે છે જે ઝાહીર ને બાતીન મુંદામ.

કરશ તે; ફેરવશે જો મારેથી સર,
મુકશ અંજુમનમાબી તોંહુમત ઝબર.

## સિયાવક્ષનું ત્રીજી મર્તબે સોદાબેની આગળ જવું.

લોલક કાંને પેહેડી બેઠી તખ્ત પર,
મુંકી તાજ નકસીનું સોંનેરી સર.
બોલાવ્યો સિયાવક્ષને પોતાની પાસ,
તમામ વાતો કીધી તેની સાથ ખાસ.
કહયું ગંજ શાહે સજાવ્યો છે સખ્ત,
એવાં કોઇએ જોયાં નથી તાજો તખ્ત.
છે ચીઝ એ કે ગંત્રી ન થાય મગર,
તે લાધવા બસો જોઇએ હાથી ઝબર.
તુને બેટી દેવા ખુશી છું મગર,
તું જો મારો ચેહુરો, અને તાજ, સર.
મારા પ્યારે ના કેહવા બાંહાનુ છે શું?
ધીકારે છે કાં મારાં કદ ચેહેરો તું? ૧૦૦૮
જોયો તુને ત્યારથી મરી જાઉ છું,
રડું છું છીખાંઉ છું દુઃખી થાઉ છું.
દીવસ નુરી મુંજ રંજે ઢંકઈ ગયો,
મારે મનથી ખુરશીદ કાળો થયો.
વરપ સાતથી પ્યાર મારો ઝબર,
કે ખુનનું વર્ષાવે છે વાદળબી સર.

છુપી રીતે ખુશ કર મને એકવાર,
ચખાડ એક વખ્તે જવાંનીનો બાહાર.

દીધું'ચ ગેતીનાં શાહે તુને આં વખ્ત,
તેથી દેવશ આલા કોલાહ તાજો તખ્ત.

અગર તું ન ચાલશે મારા હુકમ સર,
ને ફરશે વચન ને વિચારોથી ગર.

તો શાહી ઊમંગ કરશ તારી તબાહ,
સિયાહ તારી આંખે કરશ મેહરો માહ.

કહયું સિયાવક્ષે ખુદા ન કરે,
કે દીલથી હું દીંન મારી ખોઉ અરે!
પીદરથી એવી બેવફાઈ કરૂ?
ને દાનઈ, ને મર્દીથી, જુદાઈ કરૂ?

તું છે તખ્તનો સુર્ય, બાંનુંએ શાહ,
તુંને કરવો લાઝમ ન એવો ગુનાહ. ૧૦૦૯

તો ગુસ્સાને જંગથી ઉઠી તખ્ત પર,
ધર્યો પંજામા સોદાબેએ ઝબર.

કહયું, ભેદ દીલનો કહયો તારી પાસ,
તુંએ તો છુપાવ્યો, તું શત્રુ છે ખાસ.
ને મુંર્ખઇએ ચાહે છે રૂસ્વાઈ શુ?
ફજેતી અકલમંદોમાં કરવા તુ?

## સોદાબેનું કાઉસને ફરેબ દેવું.

મારી હાથ કપડાંઓ ફાર્યાં તમામ,
નખે બેહુ રૂખસારો ચિર્યા મુદામ.
ઉઠયો શોર તેના મકાંથી અપાર,
ને મોહલ્લામાં મેહેલેથી પુગ્યો પુકાર.
ઉઠયો શોર એક, મેહેલ અયેવાંથી ત્યાં,
ગોયા રાત આવી કયાંમતની જ્યાં.
ખબર શાહને કાંને પુગી તે વખત,
કે દોડયો તુરત છોડી શાહી તખત.
ચાલ્યો તખ્તે ઝરરીનથી કરતો વિચાર,
ઝનાનામાં પુગ્યો શિતાબીથી યાર.
આવી તેને જોયો સોદાબેનો ચહર,
પીખાયલો, મહલ ચર્ચા ભર્યો ઝબર.
આતુર્તાથી સર્વેને પુછયું સહી,
સુરત સંગ• દીલને પીછાંણી નહી ૧૦૧૦
કીધો શોર સોદાબેએ તેની પાસ,
પીખી બાલ આંસુઓ વર્સાવ્યાં ખાસ.
બોલી તખ્ત પાસ આયો સ્યાવક્ષ ગર,
ધરી બાથ અંદર ને જકડી ઝબર.
કહયું ચાહતો નહી કોઇને તારા વગર,
ફરજથી ખરૂજ તુને કહું છું મગર.
મારા જાંન તનમાં તારી મેહેર છે,
તું કાં મારેથી દુર પરી ચેહેર છે?

ફેંકી દીધું કસ્તુરીનું તાજે સર,
કીધાં ચાક કપડાંઓ છાતી ઉપર.

વિચારે રહ્યો શાહા સમજીને ખાસ,
અને પુછી વાતોબી કંઈ તેની પાસ.

અને કહ્યું દીલથી આં કેહતી હોય સહી,
ને ઇચ્છા હોય બુરી એમાં એની નહી.

તો જોઈયે છે કાપવું સિયાવક્ષનું સર,
છે એજ એની બેડીની ચાવી મગર.

કહ્યું છે શું ઇન્સાંનો દાંનાવે કે?
કરે શોધ કેમ શોધ કરનારો તે?

કરે કોણ કોઈ ભેદ ખુલ્લો જબુન,
પસીનો થયો શર્મની વાતે ખુન. ૧૦૧૧

હતા જેજે દાંનાઓ અયેવાને ગર,
તથા ચાલાકો જે હતા કોઈ નફર.

રહ્યો તખ્ત પર, સૌને મોકલાવી ત્યાં,
તેડયાં પાસે સોદાબે સ્યાવક્ષને જ્યાં.

કહ્યું હોશ, અકલે સિયાવક્ષને કે,
છુપો મારેથી નાં રહે ભેદ એ.

તેં નહીં, પણ કીધી મેંજ બુરાઇ છે,
હું પસ્તાઊ છું બેહુદી વાતે એ.

જવા તુને પર્દામાં કાં મેં કહ્યું?
કે ફંદમા તું ફસ્યો, મને દુઃખ થયું?

ખરૂં જેબી હોય તે તું કેહજે અને,
શું થઇ વાત ચિતો તે કહી દે મને?

કહયું ત્યારે સ્યાવક્ષે જેબી થયું,
સોદાબેથી સમજેલું સર્વે કહયું.

કહી તેણે વાતોબી ખુલ્લી તમામ,
એકાંતે, બીના જે બની તે મુદામ.

સોદાબે કહે આં નથી રાસ્ત ગર,
ન ચાહી તે પુતળીઓમાં મુંજ વગર.

કહયું મેં કે ગેતીના શાહે તમામ,
શુ ઝાહેર છુપું ધાર્યું દેવા મુદામ. ૧૦૧૨

કે બેટી, ને તાજો, ને હુદયો, તમામ,
ને રેશમનાં કપડાં ખઝાનો મુદામ.

કહયું મેંબી એટલું ઉમેરશ હું ખાસ,
હું આપીશ બેટીને છે જેબી પાસ.

નથી કામ ગંજથી એ બોલ્યો તેવાર,
નથી ચાહતો બેટીનાં જોવા દીદાર.

કે જોઇયે મને તુંજ ગેતીમા ગર,
નકામું છે કોઈ, ને ગંજ, તું વગર.

મને ધરવા પંજામાં યુકિત કીધી,
બે પત્થર જેવા હાથે જકડી લીધી.

હુકમ મેં ન માન્યો તો આં મારા બાલ,–
ને ખેંચી આં ચેહેરાને પીખ્યો ખુશાલ.

જનમ એક બાળકનો છું હું દેનાર,
પીઠે તારી અયે ગેતીનાં શહરયાર.

એ રંજે ગોયા મોત હતું તેનું પાસ,
હતી ગેતી અંધારી મુજ સાંમે ખાસ.

એ વાતેથી શાહ લાગો કરવા વિચાર,
નકાંમી છે બેહુની આ વાતો અપાર.
નથી ઠીક ઊતાવળ એ કામે લગાર,
ઊંધાં વાળે છે બુધ્ધી, ગુસ્સો, અપાર. ૧૦૧૩

અવલ જોઇયે કરવી એ વાતે તપાસ,
ઘવાહ દેશે દીલ ખોટાં સાચાંની ખાસ.
હું જોઊ કોંણુ બેમાં ગુન્હાગાર છે?
બુરાં પાપોને કોંણુ સઝાવાર છે?

ખરૂં ખોટું જાંણુવા ચલાવી તપાસ,
ને [1]સ્યાવક્ષનાં સુંધ્યા પ્રથમ હાથ ખાસ.
સરવ કદ, ને બાઝુ, ને છાતી, મુંદામ.
તેને હર જગેહ જોયો સુંઘી તમામ.

સોદાબેથી કસ્તુરી ખુશબુ શરાબ,
તથા આવી કાઊસને ખુશબુ ગુલાબ.
ન સ્યાવક્ષથી જોઇ એવી બુ નિદાન,
અડકવાની જોઈ. ન તેમાં નિશાન.

થયો ગુસ્સે ગમથી સોદાબે ઊપર,
થયો દીલથી દુઃખ્યો પોતાના ઝબર.
ને બોલ્યો તે દીલથી કે શમશીરે તેઝ,
એની કરવી જોઈયે હવે રેઝ રેઝ.

મગર કીધો હાંમાવરાંનો [1]તુરંગ,
કે જાગશે ત્યાં ફીટનો ને ટંટો ને જંગ.
આવ્યો ખ્યાલ બીજો, હતો કએદ ખાસ,
ન ખએશો કે વાહુળાં હતાં તેની પાસ. ૧૦૧૪

૧ વિચાર.

[1]ગો દાસી સોદાબે હતી રોઝ શબ,
સહન કરતી આફત, ને ખોલતી ન લબ.
ત્રીજું કે મને ચાહતી દીલથી તે એક,
તો માફ કરવા જોઇયે ગુન્હાઓ દરેક.
ને ચોથું હતાં તેને ફરઝંદ ઘણાં,
જેવાં તેવાં દુ:ખો ન ફરઝંદ તણાં.
સિયાવક્ષ હતો બેગુન્હા કામે એ,
પીછાંણ્યાં નિતી ડાહપણો શાહે તે.
કહ્યું ખ્યાલ કરતો નાં વાતોનો આ,
કે ડાહપણથી કામ તારૂ કર્યો તું જા.
ન બોલતો ન કેહતો તું કોઇનેબી આય,
ન થાય એમ કે વાતો આ ફેલાઇ જાય.

## સોદાબેનો સિયાવક્ષને મારી નાંખવાનો ચારો કરવો.

શરમ પૂગી જાણ્યું સોદાબેએ અહીં,
ને શાહનાં દીલે કંઈ સમજ્યું નહીં.
કીધો ચારો કર્તુકો બદનો તેવાર,
નવો કીનો લેવાનો કીધો વિચાર.
હતી એક ઓરતબી પર્દામાં પાસ,
ફીતુર ફન ભરી જાદુ મંતરની ખાસ.

[1] ગોયાં, જેવી,

તેના પેટ અંદર હતું બાળ ખાસ,
વખત તેના જણવાનો આવ્યો તો પાસ. ૧૦૧૫

ખોલી ભેદ, શોધ્યો તેનાથી ઉપાય,
ને ચાહ્યું કે અવલ તું કૂઓને બંધાય.

વચન જો લીધું તો દીધું ખુબ ઝર,
કહ્યું વાત કોઈને ના કેહતી મગર.

દવા કોઈ ખાઈ હંમેલ પાડી નાખ,
છુપાઈ અને ભેદ છુપ્યો તું રાખ.

કદી મારા જુઠાં ને મકકર વરે,
તારાં બાળથીજ મારૂ સાચું ઠરે.

હું કાઉસને કેહવશ કે મારૂ છે એ,
મુવું છે અહરીમનના હાથોએ જે.

થશે ઠીક તોહમત સિયાવક્ષ ઉપર,
વિચાર એનો જેથી હવે કાંઇ કર.

તું ના કેહશે તો આબરૂ શાહાની પાસ,—
જશે, ને રહીશ તખ્તથી દુર ખાસ.

કહ્યું સ્ત્રીએ દાસી છું તારી અગર,
જુંકુ છું હુકમને વિચારોએ સર.

દવા સ્ત્રીએ પીધી સિયાહ શબ વખત,
તો પડયાં તે રીમનના બચ્ચાં તુરત.

બે બચ્ચાંઓ ગોયા હતાં દેવ ઝાદ,
કેવી આવે દેવ દેવનીની ઓલાદ? ૧૦૧૬

કે ઠાલ એક મંગાવી સોનેરી પાસ,
ન કહી દાસીઓનેબી એ વાત ખાસ.

તેમાં બાળ તે અહરીમનનાં ધરી,
ચીર્યાં તનના કપડાં પુકારો કરી.

છુપાવી તે સ્ત્રીને, સુતી પોતે ખાસ,
મકાંથી ગયો શોરબી મેહેલ પાસ.

હતી મેહેલમા દાસી જેજે મુંદામ,
તુરત દોડી સોદાબે પાસે તમામ.

મુવાં બાળ બે જોયાં ઠાળીમાં ખાસ,
ગયા શોર ત્યાંથી સ્નિશ્ચરની પાસ.

સુની મેહેલથી કાઉસે તે પુકાર,
ધુંજી ખાબમાંથી થયો તે બીદાર.

સમજ્યો કરી પુછપરછ શાહરયાર,
કીધું બખ્તે શું નાઝનીં પર તે યાર.

દુ:ખી થઇ ન બોલ્યો તે કંઈબી મગર,
ને ઉઠયો સહવારે તે કરતો ફીકર.

સોદાબેને જોઈ પડેલી મુંદામ,
પરેશાંન જોયો ઝનાનો તમામ.

બે બચ્ચાંબી સોનેરી ઠાળે મગર,
જોયાં તેંણે ખ્વારીથી [1]ખસ્તા જીગર. ૧૦૧૭

સોદાબેએ વર્સાવ્યું આંખોથી આબ,
ને બોલીકે જો આ નુરી આફતાબ.

કહ્યાંતાં તેના બુરાં કર્તુંકો મેં,
તોબી તેનું માન્યું નાદાંનીએ તેં.

દીલે શાહ કાઉસ વેંહમાયું અપાર,
કીધો ચાલી જઈ ખ્યાલબી થોડી વાર.

૧ તુટેલે દીલે

કહ્યું ચારે એનો કરૂં શું મગર,
નથી સેહેલ વાતો એ દીલની ઉપર.
પછી શાહ કાઉસે કીધી નઝર,
ને જેજે નજુમી હતા પુર હુંનર.
તેને શોધી પાસે તેડાવ્યા મુંદામ,
અને વાતચિતો ચલાવી તમામ.
સોદાબેની, હાંમાવરાંનીબી જંગ,—
ની વાતો કીધી તેંણે સરદારો સંગ.
કે વાકેફ તેનાં કામથી તેઓ થાય,
ચલંણુ ચાલથી તેણીની ચેતી જાય.
કીધી ખુબ વાતો તે બચ્ચાંની સહી,
મગર છુપી વાતો પોતાની ન કહી.
ગયો એક હફતો એ વાતોએ ઝટ,
તો ગેતીમાં આવ્યું કપટનું શેવટ. ૧૦૧૮

કે કુંડળીઓ ખેંચી ગ્રહોની તમામ,
ને એથીબી વીટયો જો હફતો મુદામ.
તેવારે તે બોલ્યો કે એ કેમ થાય?
ઝેહેરી જામમાં કેમ દારૂ રેડાય?
આ બે બાળતો કોઈ જુદાનાંજ છે!
નથી પાદશાહથી કે માદરથી એ!
અગર પાદશાહનાં તુખમથી હતે,
તો શોધવું આ બચ્ચાંનું સેહલું થતે.
નથી ભેદ આંસ્માન ખોલતું યકીન,
યા છુપી નથી અચરતીબી જમીન.

નાંપેકાર બદ સ્ત્રીની ઈર્ષાની ખાસ,
કહી શાહ અને અંજુમનની તે પાસ.
છુપી વાતો કાઊસે કોઈને ન કહી,
પોતેજ ભેદ છુપો તે રાખ્યો સહી.
કરી શોર સોદાબે ચાહતીતી દાદ,
ને ગેતીનાં શાહ પાસે કરતી ફર્યાદ.
કહયું શાહને કે હુંજ હતી તારી પાસ,
હતો ઝખ્મી દુઃખ્યો તખતથી તું ખાસ.
જળેચ મુવાં બાળકે દીલ બેગુમાન,
હરેક પળે બેહોશ છે તનથી આ જાન. ૧૦૧૯
કહયું શાહે રહે ચુપ અઓરત મુંદામ?
કરેચ એવી બેહુદી વાતો શું કામ?
હરેક શાહની દરગાહનાં દર્બાનને,
દીધું શોધ કરવાજ ફરમાનને.
તમામ શેહેર મોહલ્લાઓ શોધી વરો,
ને ઓરત તે બદ કરતુકીને ધરો.
તુરત શોધી લાવ્યા તેંણીની નિશાન,
ચાલાક શોધ કરનારાઓ બેગુમાન,
તે બદ બખ્ત ઓરતને ખેંચીને ખાસ,
લાવ્યા તેને ખ્વારીથી પાદશાહની પાસ
પુછયું શાહે નર્મીથી આશાઓ દઈ,
તથા નેંક દહાડાની આપી વધાઈ.
મગર કહી નહીં વાત તે શાહની પાસ,
ગમે એટલું પુછયું ઘણીવાર ખાસ.

તે વારે તો ખ્વારીથી કાઠી ને બંદ,—
થી, બોલ્યો શહા કામ લેવા બુલંદ.

કબુલ તે છતાંબી ન થઇ તેંણી ખાસ,
તોબી આવ્યો શાહને નહીં વિ,સવાસ.

કહયું કે કરો મારી સામેથી દુર,
ઉપાયો લીઓ હર કળાઓથી પુર. ૧૦૨૦

કબુલ જો કરે નાં તો કરવટે બસ,
તેને કાપો, ઈન્સાફ છે એ સરસ.

ગયા શાહની દર્ગાહથી ઓરતને લઇ,
બેડી કુએદ શમ્શીરની ધમકીઓ દઇ.

બોલી જાદુગરની હું બેગુન્હા છું,
વધુ બોલું નાંમી અદાલતમા શું.

ખબર કંઈ નથી મુંજને વાતોથી આય,
જો કંઇબી કહું તો તે મુર્ખઈ ગણાય.

કહયું શાહને ઔરતનું કહેલું તમામ,
છુપો ભેદ રબ જાણે બોલ્યા મુંદામ.

હુકમ કીધો કે આવે સોદાબે પાસ,
નજુમીનું કહેલું કહયું તેને ખાસ.

કે બેહુ બાળ સ્રી જાદુગરનીનાં છે,
અહરીમનની પીઠેથી આવેલાં જે.

સોદાબેએ પાછો દીધો જવાબ કે,
જુદો ભેદ બાતીન એઓ જાંણે છે.

લીધા બાંધી તેમને છુપાવા બયાંન,
નથી કેહતા સ્યાવક્ષના ડરથી નિદાંન.

કે સરદાર પહલવાંન પીલતનનાં ડર—
થી ધ્રુજે છે શેરોબી ટોળામાં હર. ૧૦૨૧

કુવત એસી હાથીનું રાખેચ બુલંદ,
ગમે તો કરેચ નિલ દર્યાને બંદ.

તથાં લાખ એક, લશકરે નાંમેવર,
લડઈની સફોમાંથી ન્હાસેચ મગર.

ટકી કેમ શકું ત્યારે હું તેની પાસ,
ભરી લોહીએ રેહેશે આ આંખોબી ખાસ.

નજુમીઓબી તેનાં હોકમ વગર,
શું મંજુરીથી બોલે ઉલટું મગર?

નથી ગમ તુને નાના બાળકનો એ?
શું મારાં છે તેટલાં નથી તારાં તે?

જો ધરશે એવી બેહુદી વાત તું,
તો સોંપુચ પેલી જગમાં ફર્યાદ હું.

એ કહી આંખે વર્સાવ્યું એટલું તો આબ,
ન [1]નિલથીબી ખેંચે એવું આફતાબ.

થયો તેની વાતે શહા ગમ ગુસાર,
રડયો સાથ તેંણી તેબી ઝારોઝાર.
સોદાબેને મોકળી ટુટેલે જીગર,
વિચાર એજ દીલમાબી રાખ્યો મગર.

---

૧ નાંઇલ નદીથાબી

## કાઉસનું સોદાબે અને સિયાવક્ષનાં કામ ઉપર વિચાર ચલાવવું.

તે બોલ્યો કે ગેતીમાં એ વાતે હું,
જોઊંતો ખરો, ભેદ છે એમાં શું? ૧૦૨૨

તેડ઼ાવ્યા અક્લમંદો શેહરી મુદામ,
ને કહી વાત સોદાબે માટે તમામ.

બોલ્યા દાંનાઓ ગેતીનાં શાહુરયાર,
ન ગ઼મ તારો છુપો કદીબી રેહુનાર.

જો ચાહે, શું વાતો બની છે મુદામ,
તો જલ્દીથી કર તર ને ફર તું તમામ.

ગમે એટલું ફરઝંદ પ્યારૂ હશે,
ફીકર રંજ શાહનાં દીલે રહી જશે.

શહે હાં,માવ,રાંનની બેટીએ ગર,
કીધોચ બીજી ગમથી તુંને [1]પુરખતર.

બનીચ વાત બે બાજુ એવી જેવાર,
થવું જોઇયે આંતશથી એકે પસાર.

હુકમ એવો છે આંસમાંનો બુલંદ,
કે પુગશે નહીં બેગુન્હાને. [2]ગ઼ઝંદ.

બોલાવી સોદાબેને પાદશાહે પાસ,
બેસાડી સિયાવક્ષથી વાતોએ ખાસ.

ને બોલ્યો શેવટ તમો બે પર ઈમાન–,
કે લાવતાં નથી દીલ, ને રોશન રવાન.

૧ અંદેશાભરેલો. ૨ નુકસાન

જાહેર કરશે આં તેજ આતશ મગર,
ગુનેહગારોને તુર્ત રૂસ્વા જબર. ૧૦૨૩

સોદાબેએ પાછો દીધો એ જવાબ,
કે વાતો મેં સાચી કહી છે શીતાબ.

પહેલાં બે બાળક દેખાડયાં મેં શાહ,
વધુ જોશે એથી ન કોઈબી ગુનાહ.

હવે કરવી સ્યાવક્ષે જોઈયે સફઈ,
કે એંણેજ કીધો છે ગુનાહ ને બુરઈ.

કહયું ગેતીનાં શાહે બેટાને જવાન,
એમા રાસ્ત પુગે છે શું તારૂં ધ્યાન?

જવાબ એવો દીધો તેંણે શાહ પાસ,
કે દોઝખ ભલુ એવાં તોંહમતથી ખાસ.

ભલું કોહે આંતશથી થાઉં પસાર,
છે નિંચ કામ, નામોશીમા રહેવું યાર.

થયો જીવ કયકાઉસનોબી ઉદાસ,
બેટાથી ને [1]સુમપગ. સોદાબેથી ખાસ.

આં બેમાંથી એક બી ઠરે નાંબકાર,
પછી કોણુ કેહશે મને શાહરયાર?

છે ફરઝંદો સ્ત્રી મગ્ઝ લોહી સમાન,
નફો એમાં કોણને થશે બેગુમાન?

મગર સાફ દીલ કરવું જોઈયે છે આય,
ભુંડા વેંહેમનો કરવો જોઇયે ઉપાય. ૧૦૨૪

કહયું શું? સુખન નેંક, શાહે સહી?
કે શાહી થતી બુરાં દીલથી નહી.

૧ નેંહસ્ત કદમ.

વઝીરને કહ્યું જંગલે સારબાન,—
થી સો ઉંટના ટોળાંને લાવવા નિદાન.
ગયા ત્યારે કાઠી લેવા સારવાંન,
જોવા લાગું જે શેહેર સારૂ ઈરાંન.
બાલવાળાં સોં ઉંટનો કાફલો મગર,
તે લઈ આવ્યો ભયભીત કાઠી ઝબર.
થયા પાહાડ બે કાઠીઓના તૈયાર,
કેવા અને કેટલા તેનો નાં શુમાર.
જણુંવા તે લાગા બે ફરસંગ દૂર,
શરમથી ઘટેછ છુટવું એમ ઝરૂર.
હતો રાસ્ત જોવાને આતુર મુદામ,
છે ભુંડાંજ ઓરતના કામો તમામ.
આં દાસ્તાંન પુરી જો સાંભળશે ખાસ,
તો આવશે ન ઓરત પર તુને વિશ્વાસ.
ન જગમાં જોડાજે સતી સ્ત્રી વગર,
નાંમોશી લગાડશે બુરી સ્ત્રી ચહુર.
ઓરત અને અઝદાહ મળે ખાકથી,
ભલું, જગ બચે બેહુ નાપાકથી. ૧૦૨૫

# સિયાવક્ષનું આતશમાથી પસાર થઇ જવું.

બે કોહ કીધા કાઠીના વનમાં ઝબર,
પુગી ગેતીના લોકોની જ્યાં નઝર.
પસાર થાય [ જવલેજ જંગી સવાર,
કીધો તંગ રસ્તો એવો તેમાં યાર.
પછી બોલ્યો તે પાદશાહ પુર મહર,
રેડો કાળું [1]નેફ્તા આ કાઠી ઉપર.
બસો આવ્યા જણ આગ સળગાવનાર,
ફુંકી આગ દીવસની થઇ રાત અપાર.
ઉઠયા કાળા ધુંવાના ગોટા મુંદામ,
પછી તુર્ત ભડકાંઓ ઉઠયાં તમામ.
ઝમીન થઈ ફલકથીબી રોશન અપાર,
ભડ્કતી અગન, ગેતી કરતી પુકાર.
ગોયા સારૂં જંગલ ભુંજાયું મુંદામ,
જોઇ હસ્તુ મુંખ, લોકો રડયાં તમામ.
પીદર પાસે આવ્યો સિયાવક્ષ મગર,
મુંકી કોલાહુબી સોનેરી એક સર.
ચાલાકીથી પેહેડેલાં કપડાં સુફીદ,
હતા હોટો હસ્તા દીલે પુર ઊમીદ.
સિયાહ એક ઘોડા પર બેઠો ઝબર,
પોંહુચી ગઈ નાલોની માહતાબ પર. ૧૦૨૬
કે છાંટયો બદન પર પોતાના કપૂર,
રીવાજ હોય જેમકે કફનનો ઝરૂર.

1 તેલ.

ગોયા તે જતો હોય મીનોઇની રાહ,
ન કે કોહે આંતશ જતો હોય શાહ.

જેવારે તે આવ્યો જો કાઊસ પાસ,
ઘોડા પરથી ઉતરી ને કીધી સેપાસ.

થયું શાહ કાઊસનું મોંહ પુર શરમ,
તો કીધી બેટા સાથે વાતો નરમ.

ન ગ઼મ કર કહયું તેને સ્યાવક્ષે કે—
વળણુ છે ઝમાનાની ગર્દીશની એ.

શરમથી તબાહ તો થયુંચ મારૂ સર,
થશે મુંજ છુટક બેખતા હોઇશ ગર.

અને જો ગુન્હાગાર હોવશ અગર,
તો કરશે ન મુંજ પર તે યઝદાં નઝર.

મદદથી તે નેંકીના સાહેબની સ્હી,
પાહાડી આગની પુગશે ગરમી નહી.

સિયાવક્ષ ગયો આગ પાસે જેવાર,
કહયું પાક દાવરની પાસે તેવાર.

મને આગનાં પાહાડથી કર ગુઝર,
પીદરના આ વેંહમોથી છુટકારો કર; ૧૦૨૭

કીધી જારી એવી રીતે બેગુમાન,
સિયાહ ઘોડો દોડાવ્યો ધુંવા સમાન.

ઉઠયા શેહેર, મયેદાંનેથી જો પુકાર,
એ કામે થયો ગેતીને ગ઼મ અપાર.

સોદાબેને સાદ આવ્યો મયેદાનથી.
જોઇ આગ, અગાસી ને અ઼યેવાનથી.

તે ચાહતી કે હાંણી પુગે બેશુમાર,
ખાઇ જોશ બોલતી ને બકતી અપાર.

જહાં સારી કાઉસને જોતી ઝરૂર,
ઝબાં પૂર ચર્ચાએ દીલ ગુસ્સે પૂર.

સિયાહ ઘોડો સ્યાવક્ષે છોડયો અગર,
ભેળાયો ગો આંતીશમા ઘોડો ઝબર.

તે આગ એવી ચારે તરફથી ફેલઈ,
ન સ્યાવક્ષનો ઘોડો, ન કોલાહ દેખઈ.

ખુંની આબ મયેદાંન રેડતું અપાર,
કે કેંમ આગમાથી તે આવશે બહાર?

બાહાર આવ્યો આંતશથી સાચો તે નર,
હતા હોટ હસ્તા ગુલાબી ચહર.

તેને જોયો તેવારે ઉઠયા પુકાર,
કે આવ્યો જવાં શાહા અગ્નિથી બાહાર. ૧૦૨૮

અગર પાણી હોતે, થતે તર નહી,
ભીંજાતે ન તનનાબી કપડાંઓ સહી.

એવો આવ્યો ઘોડો ને કપડાંથી કુલ,
ગોયા લઇને આવ્યો ચમેલીના ફુલ.

મહરબાંની હોય પાક રબની તદન,
તો થઈ જાયે સર્બાંજ આંતશ પવન.

આવ્યો કોહે આંતશથી મયેદાંને જ્યાર,
ઉઠયા શહર જંગલથી ત્યારે, પુકાર.

સવારો આવ્યા દોડી લશ્કરનાં પાસ,
વધાવ્યાં દીરમ મયેદાંને સૌએ ખાસ.

ખુશાલી મચી એક સારી જહાંન,
તવંગરો કુલ ને ગરીબો મેયાંન.

વધઈ એક બીજાનેબી દેતા અગર,
બચાવ્યો રખે બેખતાને ઝબર.

સોદાબેતો ગુસ્સાથી પીખ્તીતી બાલ,
ને રડતી ઝારોઝાર ચીરતીતી ગાલ.

પીદર પાસે આવ્યો સિયાવક્ષ પાક,
હતાં ધુંઓ, આંતશ, કે નાં ગર્દ, ખાક.

આવ્યો નિંચે ઘોડેથી કાઉસ શાહ,
થયા પ્યાદા સરદારો, પ્યાદા સેપાહ. ૧૦૨૯

કે સ્યાવક્ષને છાતીએ દાબી લીધો,
બુરાં કામે પસ્તાવો પો-તે કીધો.

ખુદા પાક સન્મુખ સ્યાવક્ષે ગર,
મસલ્યો પોતાનો ચેહરો ખાક પર.

બચાવ્યો તેં કોહે આંતશથી તમામ,
ઊંધાં વાળ્યાં શત્રુનાં ફીતુરી કામ.

કહયું તેને શાહે દીલેર એ જવાંન,
છે પાકીઝા તોખ્મી તું રોશન રવાંન.

પહરીઝગાર [1]માં થી તું જેવો પીસર,
પેદા થઈ બનેચ ગેતીનો તાજવર.

આવી મેહેલમાં બેઠો ખુશ તખ્ત પર,
મુકી કયાંની કોલાહને પોતાને સર.

શરાબ રાંમેશગરને બોલાવી તમામ,
સલામી સિયાવક્ષની લેવઈ મુદામ.

7 ૧ માદર

કીધા [1]મયેખુરીમાં દીવસ ત્રણ પસાર,
ન બંધ કીધા દર ગંજના બેશુમાર.

## કાઉસનું સોહાબે ઉપર ગુસ્સે થવું.

બેઠો દીન ચોથે શાહી તખ્ત પર,
ગોરઝ હાત હતો ગાવેયાંની ખબર.
થઈ ગુસ્સે તેડી સોહાબેને પાસ,
વિટી વાતો સઊ તેને સંભળાવી ખાસ. ૧૦૩૦

ઓ બેશર્મ કીધી બદી તેં મુંદામ,
કીધું મારાં દીલને દુઃખી તેં તમામ.
શું બાઝી રચી તેં ફીતુરી નિદાન,!
કે બેટાનો લાવી તું જોખમમાં જાન!

નખાવ્યો શેવટ આંગમાબી ઝઅર,
કરી શુંશું જાદુગરી ને મકર.
નથી કાંઈ ચાલવાના બહાંનાઓ આ,
જેથી જા હવે તું ને તઈયાર થા.

નહીં તુને ગેતીમાં જીવતી રખાય,
સઝા કર્તુકોની ન ફાંસી સીવાય.
તે બોલી કપાવવુંજ છે મારૂ સર,
કે જે દુઃખ પડયું છે મારી ઉપર.

૧ શરાબ બાઝીમાં.

તો કર તું હોકમ હું નમાઉ છું સર,
નથી ચાહતી દીલ તારૂ કીનાએ તર.
સિયાવક્ષથી સહી વાત દે કહી જવા,
દીલે શાહ શાંત આગથી દે થવા.
જાદુઈ ઝાલેઝરની કીધી તેં ઝબર,
જેથી તેઝ આગે કીધી નાં અસર.
ને બોલી હઝુર કરેચ જાદુઈ તું?
બેશર્મીથી લાગતી ન નામોશી શું? ૧૦૩૧
કહે ઇરાંનીઓને શાહે જહાન,
કીધાં એણે કતુંક છુપાં બેગુમાન.
જેથી શું કરૂં શું સઝા દેઊ ઝબર,
દોઆ ત્યારે સઊએ કીધી શાહ ઉપર.
બોલ્યા તેઓ એની સઝા છે કઝા,
સહન કરવી જોઇયે પ્રીતુરની સઝા.
કહયું [1]કાતીલોને કે મોહલ્લામાં જઇ,
વગર રેહેમે સુળી એને દેઓ દઇ.
સોદાબે થઈ ગઈ રવાંના જેવાર,
કે ઉઠ્યા તમામ મેહેલમાંથી પુકાર.
થયું શાહ કાઉસનું દીલ પુર દર્દ,
છુપાવ્યો, જો મોંહનો થયો રંગ ઝર્દ.
કહયું પાદશાહને સિયાવક્ષે કે,
ન થા દીલે રંજીદા વાતોથી એ.
ગુનાહ સોદાબેનો મને માફ કર,
કદાચ શીખ માંણી આવે રાહ પર.

૧ જલ્લાદોને.

ધાર્યું તેંણે દીલથી કે આં દસ્તે શાહ—
થી સોદાબે હુમણાં થવાની તબાહ.
કીધાં કામે પસ્તાશે પાછળથી એ,
કારણ ગમનું બાંનુ તો મારેથી છે. ૧૦૩૨

એવુંજ બાંનું જોતો હતો કાંઈ શાહ,
કે બખ્શે જેથીજ આંય થયેલો ગુનાહ.
કહયું તેને સ્યાવક્ષને, બખ્શું છું હું,
કારણ તુને રાસ્તી ઉપર જોઉ છું.
તો ચુંમ્યું સિયાવક્ષે તખ્તે પીદર,
ઉઠી તખ્તથી આવ્યો દરવાઝા પર.
સોદાબેને લઇ આવ્યા પાછી મગર,
હુકમથી શહાના મહલની અંદર.
ઝનાનો બધો પાછો સોદાબે પાસ—
દોડી આવી કીધું નમન તેને ખાસ.
ગુઝર્યો ઝમાનો એ વાતે અગર,
આયું શાહનું દીલ પાછું તેંણી ઉપર.
એવું દીલ થયું તે ઉપર પુર મહર,
કે ચાલતું ન મુંખ તેનું જોયા વગર.
બીજી મર્તબે ગેતીના શાહ ઉપર,
છુપાં કર્તુંકો કરવા માંડ્યાં ઝબર.
કે સ્યાવક્ષને પાછું પૂગાડે ઝેયાન,
થવાનું તો એજ તેનાં તુખ્મે નિદાન.
પડયો શાહ તેની વાતે વેંહેમે મુંદામ,
છુપું રાખી ઝાહર ન કીધું તમામ. ૧૦૩૩

આવી જ્યાં પડે કામ એવું જેવાર,
તો દાંનઈ, અકલ, દીનનો કરવો વિચાર.

કારણુ કે જે ઇન્સાંનો રાખે છે ડર,
તો આવેચ મુરાદો તેના દીલની બર.

જગેહ જે ઝમાનાએ ભર્યું ઝહર,
ન મુર્ખાઈથી ત્યાં ખ્યાલ અમૃતનો કર.

અગર હોય ન રાઝી ફલક તુંથી યાર,
તો ગુસ્સે ન થા, તે નથી તાબેદાર.

એ છે રીત ફર્તાં ફલકની અગર,
કે ખુલ્લું ન કેહેશે તારાં મોંહ ઉપર.

કહ્યુંચ રેહબરે શું એ વાતો ઉપર?
કે [1]લોહી કરતાં આલા નથી કોઇ મહર.

આવે કોઇને ફરઝંદ એવું જેવાર,
તો કાપવો ઘટે દીલે ઔરતનો પ્યાર.

## કયકાઉસનું અફ્રાસિયાબના આવવાથી વાકેફ થવું અને તેણે મુબેદો સાથે વિચાર ચલાવવો.

હતો પ્યારમા ગેતીનો શાહ ઝબર,
તલાયાઓથી એવી સમજી ખબર.

કે આવેચ અફ્રાસ્યાબ લઈ લાખ એક,—
સવાર, તુર્કીમાંથી ચુંટેલા દરેક.

1 ફરઝંદ

દીલે શાહ કાઉસ થયું જેથી તંગ,
જવા [1]બઝમગાહથી ઉઠી કરવા જંગ. ૧૦૩૪

કીધી એક ઈરાંનીઓની અંજુમન,
હતા નેક ખ્વાહ કયાંનીના જે તદન.

કહયું તેને, અફ્રાસેયાબનું શીતાબ,
પવન, આગથી, ખાકથી, યાકે આબ.—

થી કીધું ખમીર નથી યઝદાંએ ગર,
પણ આંસ્માને કીધો છે તેને દીગર.

કે દે છે ગમે એવા કૌલો કરાર,
ઝબાંથી વચન શુંશું આપે છે યાર.

મળેચ જો કીના ભર્યું લશ્કર બુલંદ,
તો તોડે છે જલ્દી વચનને સોગંદ.

જવું જોઇયે મુંજને બની કીના ખાહ,
કરૂં રોઝ રોશન તેના પર સિયાહ.

કરવા જોઇયે દુંન્યાથી નાંબુદ તુરત,
ન તો તે કમાંનોના તીરની સુરત.

લાવી ફૌજ, કાઢશે તે ઈરાંનું કામ,
મુંલક ને ઝમીન કરશે વીરાં તમામ.

તો બોલ્યો વઝીર, સાંની રાખીચ સેપાહ?
જો પોતેજ જવા માંગે છે જંગ ગાહ?

ઝરૂર શું છે બર્બાદ કરવાની ઝર,?
સદા કાંય ખોલેચ ખઝાનાનો દર? ૧૦૩૫

તેં બે વખ્ત નામી પોતાનું આં તખ્ત,
ઊતાવળમા દીધું છે શત્રુને દસ્ત.

[1] ખુસીની મહેફીલથી

મોકળ નેક પહલવાં અમીરી કોઈ,
કીના લાયક જંગે, સરઅફ્રાઝ જોઈ.
જવાબ એમ દીધો તેને, હું મુંદામ,
નથી જોતો કોઈ અંજુમનમા તમામ.
કરે જે અફ્રાસ્યાબ સામે ટકાવ,
મનેજ જવું જોઇયે ગો પાંણીએ નાવ.
ફરો પાછા તમ કે કરૂ હું ઉપાય,
મળી સલ્લાકારોથી વાતોનો આય.

## સિયાવક્ષનું અફ્રાસિયાબની લડાઇ માટે લશકર ખેંચવું.

કીધો ખ્યાલ સ્યાવક્ષે દીલમાં નિદાન,
વિચારોનું જંગલ કીધો તેણે જાન.
કહ્યું દીલથી હુંજ આં કરશ જંગ ખાસ,
નમનતાઈથી માંગી લેવશ શાહ પાસ.
કરે જેથી છુટકો મારો, દાદગર,
પીદર ને સોદાબેની વાતે મગર.
બીજું એવાં કામે થશે મારૂ નામ,
હરાવ્યાથી એવી સેપાહને તમામ.
કમર બાંધી આવ્યો તે કાઉસ પાસ,
કહ્યું મતંબો એ ધરાઉ છું હું ખાસ. ૧૦૩૬

કરૂ જંગ શાહે તુરાંથી ઝબર,
ને લાઊ ખાકમા સર્દારોનાં હું સર.

હુકમ જો હુતો એજ, રબનો યકીન,
કે જીવ કરે બર્બાદ તુરાં ઝમીન.

કમીનાના ખ્યાલો, ને તદબીરે, સખ્ત,
બદલતો નથી, થયો નકકી જે વખ્ત.
કબુલ થયો જેથી તે વાતે પીદર,
કે સ્યાવક્ષ આં કીનાએ બાંધે કમર.

થયો રાઝી એથી નવાઝયો દરેક,
વધારી નવી તેની પદવીબી એક.

કહયું ગંજ ગોંહુર છે તારાં મુદામ,
ને લશ્કરતો ખેશી છે તારૂ તમામ.

ચલન ચાલથી વાતોથી આફરીન,
ફીદા છે તું પર સારી ઈરાં ઝમીન.

તેડાવ્યો પહલવાન પીલતનને પાસ,
અને વાત કીધી ભલાઈથી ખાસ.

કહયું, છે ન હાથી તારા બલ સમાન,
નથી નિલ તુંજ હાથ જેવી નિદાન.

છે ટુંક કેહુનારો, ગેતીમાં પુર હુંનર,
સિયાવક્ષને પાળનારો છે તુંજ અગર. ૧૦૩૭

જો લોખંડથી બાંધે છે [1]ખાંણે ગોંહુર,
તોબી તે ખુલેચ જ્યાં તેં બાંધી કમર.

કસી આવ્યો સ્યાવક્ષ કમરબંદ કમર,
કીધી વાતો મુંજથી ગોયા સિંહુ ઝબર.

[1] ગોંહરની ખાંણુ.

વિચાર તારો શું છે એ વાતો ઉપર?
કીનો લેવા માંગે છે સ્યાવક્ષ અગર?
અફ્રાસ્યાબથી ચાહે કરવાને જંગ,
તું રાખ આંખ પાસે જઈ તેની સંગ.
હશે પાસે તું આવશે મુંજને ખુવાબ,
જો ચાહશે તું અયેશ તો જવશ હું શીતાબ.
છે તુંજ તીર તલવારે ગેતી નચિત,
છે આકાશી માહ તારે તાબે ખચિત.
કહયું તહમતને ફર્માબર્દાર છું,
સુખન જે કહે તે બજાવનાર છું.
સિયાવક્ષ મુંજ આંખ, અને જાંન, છે,
તેનું તાજે સર મુંજ ગુરથમાન છે.
સુની એ, દોઆથી કહયું તેજ પલ,
કે રહો તુંજ રોશનરવાંથી અકલ.
નગારાં ને કર્નાયના ઉઠ્યા પુકાર,
આવ્યો તુસ સરદાર જંગી જેવાર. ૧૦૩૮
જમા થઈ સેપાહ સારી દરગાહ ઊપર,
ખોલ્યો શાહે ગંજો દીનારોનો દર.
શું તલ્વાર ગુર્ઝો કોલાહ ને [1]કમર,
શું બખ્તર શું ભાલા શું ટોપો [2]સીપર.
ખઝાનામાં કપડાંના ટાકાઓ ખાસ,
મુંકી જેની ચાવી સિયાવક્ષ પાસ.
તમામ આય અસબાબ અને મારૂ ઘર,
છે તાહરાંજ તુને ગમે તેમ કર.

૧ કમરબંદ ૨ ઢાલ

ચુંટી કાઢયા કુલ નાંમદારો સવાર,-
થી જંગી દીલેરોબી ત્યાં બાર હઝાર.

પહુલવ, કુચ, પારસ, બલુચી, નિદાંન,
સરૂચનાં મયેદાંનીઓ જંગી ગિલાંન.
શું ઢાલદાર પ્યાદા સેપાહ બાર હઝાર,
કીધા જંગ માટે શહાએ તૈયાર.
દલેરઝાદા ઇરાંનીમાં કે હતા,
બહાદુર અક્લમંદ અમીર જે હતા.
સિયાવક્ષની ઊંમર ને કદના સમાન,
હતા ટુંક બોલ્નારા ગ્નાંની ગુનવાન.
લડાયક દીલેરો અને નેંકનામ,-
થી, જેવાકે શાવરાંનો ઝંગે બેહરામ. ૧૦૩૯

દાંના પાંચ ઇરાંનીમાંથી મુદામ,
કે ફડકાવા કાળ્યાંની ઝુંડો તમામ,
દીધું એ બધાંઓને એવુ. ફરમાન,
કે હુપલવથી જાઓ હાંમુનને મેદાન.
તે બોલ્યો જગા રહી ન ધર્તી ઉપર,
કદમ ઘોડાઓનેબી મુકવા મગર.
ફલક સુધી કાવ્યાંની ઝુંડાનું સર,
ચમકતું સેપાહ વચ્ચે માહતાબ ગર.
નિકળ્યો જો પહલવથી કાઉસ શાહ,
ઉઠી તુર્ત ત્યાં એક [1]ગર્દે સેપાહ.
દોઆ કીધી માયાળુ શાહે તેવાર,
કે અયે મુંબારીક કદમોના નામદાર.

૧ લસ્કરની ધુળ

બુલંદ બખ્ત સાથી તમારો થજો,
ને શત્રુનાં ચેહેરા સિયાહ થઈ જજો.

જજો તનદરોસ્તીમાં બખ્તે બુલંદ,
ને ફરજો ખુશાળી ભર્યા ફ-તેહમંદ.

નગારાંઓ હાથીપર બાંધ્યાં તે વાર,
દીલેરોને કહી [1]પોતે બન્યો સવાર.

ભરી આબ બે આંખે કાઉસ શાહ,
ગયો પોતેબી એક દહાડાની રાહ. ૧૦૪૦

શેવટ એક બીજા ભેટી પડયા તે વાર.
વળગ્યા તેઓ બે [2]ગો અબ્રે બહાર.

ને વર્સાવ્યું આંખોએથી ખુંન અપાર,
દુઃખી દીલે રડતા ને કરતા પુકાર.

ગવાહ દીલબી દેતાં તેઓના અપાર,
કે નાં મળશે જોવા હવે મુખ લગાર.

એવાંજ કામ ફરતાં–ઝમાનાના છે,
કદી ફળ મધુરો, કદી ઝેહેર દે.

ફર્યો તખ્તની તર્ફ કાઊસ હયાં.
સેપાહ સંગ જંગી સિયાવક્ષ ત્યાં

ઈરાંથી તરફ ઝાબુલેસ્તાંન ખાસ,
ગયો તેહમતન સાથે દસ્તાન પાસ.

કીધી પીણી ખાંણી થોડો વખ્ત ખાસ,
મુંબારક કદમના ઝાલેઝરની પાસ.

કદી દારૂ તહમતનથી લેતોતો હાથ,
કદી બેસતો તે ઝવારહની સાથ,

૧ સ્યાવક્ષ ૨ બાહારનાં વાદળ મીસાલે ૩ ઝાલઝર

કદી બેસતો ઝાલનાં તખ્ત પર,
શીકારો કદી કરતો વનમાં ઝબર.
થયો માંહ એક,તો સેપાહ ગઈ ખુશાલ,
ગયો સાથે પીલતન રહયો ત્યાંજ ઝાલ. ૧૦૪૧

શું ઝાબુલી કાબુલી હીંદી મુંદામ,
સેપાહ પહલવાં સંગ ચાલી તમામ.
હુતા નામી સરદારો જ્યાં સાતનાં,
આવ્યા તેડી જંગલમા હેરાતનાં.
સેપાહ એમ પયદલ વધારી લીધી,
ને શાવરાંના ઝંગેને સોંપી દીધી.
ગયા મર્વ નદદી તરફ [1]તાલકાંન,
જણાંતું ફલક ગોયા આપે છે માંન.
પછી આવી લાગો બલખની તે પાસ,
દુઃખી કોઇને કીધાં ન કડવાસે ખાસ.
ગર્સીવઝ પેલી તર્ફ ને બારમાન,
સેપાહ ખેંચી ફુંકતા પવનની સમાન.
સેપેહરમ પૂઠે, બારમાં પેશતર,
નવા જેને સરદારની થઈ ખબર.
કે ઇરાંથી આવે છે લશ્કર ઝબર,
તમામ પહલવાનો તથા નામેવર.
તો દોડાવ્યો કાસદને રાતેજ ખાસ,
તે સર્દારે, જલ્દી અફ્રાસ્યાબ પાસ. ૧૦૪૨

કે આવ્યું છે લશ્કર દીલાવર ઝબર
સિયાવક્ષ [2]અફસર, અમીરોનું ગર.

૧ મુલ્કનું નામ ૨ સરદાર

સેપાહકશ જેનો રૂસતમે પીલતન,
છે એક હાથ ખંજર ને બીજે કફન.
નહીં થોભ, લશ્કર કરીને તૈયાર,
હવાથી ઉઠે આગ તેટલીબી વાર.
દોડયો આગ જેવો તે સાંઢણી સવાર,
પુગાડવા તે વાતો ઝરૂરી અપાર.
ખબર જ્યારે તુરાનમા એ ગઈ,
તેવારે એ માટેની ગોઠવણો થઈ.
રહયો બેસી સ્યાવક્ષ નાં તે જગાહ,
હવા સમ બલખમા ચલાવી સેપાહ.
તમામ આવી પાસે ઇરાંની સેપાહ,
ન થોભ્યો જવાબ માટે કરવા નિગાહ.
જોયું ગર્સીવઝ જંગીએ જો મથી,
તો ધાર્યું સીવા જંગ ચારો નથી.
ઇરાંની સેપાહ આવી જો છેક પાસ,
તો થઈ જંગ બલખનાં તે દર્વાઝે ખાસ.
લડઈ બે થઈ દીન ત્રણમાં જો ખાસ,
તો ચોથે સિયાવક્ષ, સેપાહનો ઊજાસ.
પેદલ ફઉજ મોકલી દર્વાઝે હરેક,
ગયું બલખમાં જેથી લશ્કર દરેક. ૧૦૪૩
નહી પાર નાઠો સેપેહરમબી ખાસ,
સેપાહ સાથે આવ્યો અફ્રાસ્યાબ પાસ.

૧ લશ્કરનો ગોઠવનારો.

## કાઊસ ઉપર સિયાવક્ષનું નામું.

ગયો બલ્ખ સ્યાવક્ષ લઇ ફોજ ગર,
હુકમ નામું લખવા કીધો, શાહ ઉપર.
અબીર મુશ્કથી નામું લખ્યું મગર,
ઘટે તેમ રેશમના કપડાં ઊપર.

શુરૂ આફ્રીન કીધી દાવર ઉપર,
મળેચ જેથી દબદબો, ઝોરો, હુંનર.
મહર માહા ફરતાનો તે કીરદેગાર,
તખત, તાજ, કોલાહને શોભા દેનાર.

જેને ચાહે તેને કરે છે બુલંદ,
બીજાને કરેચ રજીંદા સોગમંદ.
નથી કાંઇ ચુંચાં તેના હુકમ પર,
બજાવા હુકમ તેનો, ડાહપણુ છે ગર.

કીધી ગેતી પયેદા તે છે દાદગર,
જેણે ચીઝો કીધી છુપી ને ઝાહર.
તેનાથી ઉતરજો દોઆ શાહ ઉપર,
હરેક કામે પુગજો ભલાઇ ઝબર.

આવ્યોચ બલ્ખમા ખુશ [1] ફીરૂઝબખ્તથી,
દમામથી, ને શાહના તાજો, તખ્તથી. ૧૦૪૪

આ જંગે વખત દીન ત્રણુનો ગયો,
મદદગાર ચોથે તે પરવર થયો.
સેપેહરમ ને બાર્માન [2] તેરમદ ગયા,
કમાંથી ગો તીર, તેમ નાંહાસી રહયા.

૧ ફતેહમંદ નસીબે ૨ એ નામનું શેહેર

જયહુન પર હવે મુંજ સેપાહ છે નિહાન,
દમામ નિચે મારી કોલાહના છે જહાન.

અફ્રાસ્યાબ ફોજ સંગ [1]સુગ઼મા છે જ્યાર,—
તું શાહાની સેપાહ છે નદીની આ પાર.

અગર આપે ફર્માન તું શહરયાર,
કરૂ જંગ, ઉતારી સેપાહ પેલેપાર,

પુગું નામું શાહે ઈરાં તક અગર.
સનિ તક ગયું તાજ, અને તખ્ત, સર.

પનાહ રબથી માંગી ચાહયું નેકબખ્ત,
કે ફળ દેતું થાયે નવું આં દરખ્ત.

## પાદશાહ કાઉસ તરફથી સિયાવક્ષનાં નાંમનો જવાબ.

ખુશીથી જવાબ કીધો નામાનો ત્યાર,
ગોયા બેહેસ્ત ખુરરમ ને રોશન બહાર.

કે મેહેરો મહા પયેદા કરનારથી,
ને તાજો તખતનાં બખશનારથી.

કે રેહેજો હંમેશાં તારૂ શાદ દીલ,
બલા દર્દથી રેહેજો આઝ઼ાદ દીલ. ૧૦૪૫

ફતેહમંદ ને દબદબા સાથે રહી,
બુઝ઼ર્ગીની કોલાહ ક્યાંની તાજ સહી.

[1] સુગશહરમાં

સેપાહ લઈ ગયો જંગ કીધી મુંદામ,
બુલંદ બખ્ત સચ્ચઇને માટે તમામ.

ન ગઈ વાસ દુધની લબોથી અગર,
ખીલ્યો તીર જંગમા કમાનો ઝબર.

હુનરમંદ હોજો સદા તારૂ તન,
મુરાદે પૂગો દીલ રોશન તદન.

ફતેહ પામ્યો છે જંગમા તું તમામ,
તો જોઇયે થોડો વખ્ત કરવો આરામ.

મગર ના [1]પરાગંદે કરતો સેપાહ,
વખત જોઈ, આગળ ને ધરજે તું રાહ.

દગાખોર છે આંય તુર્કી રીમન,
છે બુન્યાદે ઊંચો મગર અહરીમન.

તથા તાજ શક્તિ ધરાવેચ ઝબર,
ધરાવે છે ખુરશીદો માહ સુધી સર.

અગર તે ઓળંગશે જયહુનની આ પાર,
તો દાંમનને લોહીએ ભીંજવશે અપાર.

મગર જંગ કરવા થતો નાં શીતાબ,
ખુદ આવશે લડઇ કરવા અફ્રાસેયાબ. ૧૦૪૬

કીધી નાંમા ઉપર મોં,હર પોતે ખાસ,
તુરત તેડયો કાસદને પોતાની પાસ.

કહયું જા તું પાછો આં લઇને એ યાર,
ગયો ખાહી, ડુંગરા, તે કરતો પસાર.

આવ્યો સિયાવક્ષ પાસ કાસદ જેવાર,
દીઠું નામું શાહે ઇરાંનું તેવાર.

[1] વિખેરવું. [2] ખુશીભર્યું.

ચુંમી ખાક દીલને કીધું [1]શાદતર.
હસીને ચઢાવ્યું તે નામાને સર.
તેનાં કુઓલે દીલ ના ફેરવ્યું લગાર,
બીદાર રહયો હોકમનો ફરમાંબરદાર.
પેલી તર્ફથી ગર્સીવઝ શેર મર્દ,
આવ્યો શાહે તુરાં કણે ગોયા ગર્દ.
ખબર ત્યારે કીધી આં ભયભિત [2]તલ્ખ,
કે આવ્યો છે સરદાર સ્યાવક્ષ બલ્ખ.

[3]સેપેહકશ છે રૂસતમ, સેપાહ બેશુમાર,
વળી જંગીઓ છે ઘણાં નામદાર.
પચાસ હતા એકકની સાંમે ચોમેર,
ગેરઝ ગાવ સુરતના સાથે દીલેર.
હતું તેનું પયદળ તો આંતશ મીસાલ,
હતા સાથે તીરો ને ભાથરા ને ઢાલ. ૧૦૪૭

ગરદ પરથી તેંમણી ન ઉડતું ઓકાબ,
કીધો તો ન તેંમણાંમા એકેબી ખાબ.
કીધા દીન ત્રણ, રાતબી ત્રણ ગુજર,
થયાં જંગી મર્દોના ગ્મગીં જીગર.
ને તેમાંથી જેનેબી આવતો જો ખાબ,
જતો તે દીલેરોની જંગથી શીતાબ.
અને વળી પાછો કરીને આરામ,
નવેસરથી આવતો તે લડવા મુંદામ.
સુંની આગ જેવો તે અફ્રાસેયાબ,—
બનીને ખોયાં તેંણે આરામ ખાબ.


૧ ખુશીભર્યું ૨ કડવી ૩ સેપાહનો ગોઠવનાર

એવી રીતે જોયું ગર્સીવઝ ઉપર,
ગોયા કે કરી નાંખે ટુકડા કમર.
કાઢયો પાસેથી એક મારી પુકાર,
ન ગુસ્સો સહન કરી શકવે લગાર.
કહયું તે પછી નાંમદારો હુઝાર,
કરી ભેગા મહેફીલ સજાવો તૈયાર.
તમામ જંગલોને સજાવો ઝબર,
સજો ચીની ચીઝોથી સોગ઼દનું શહર.
પસાર એમ કીધો ખુશીમા તે રોઝ,
ને [1]"ગઈ આંખોથી આંખ, ગેતી ફીરોઝ." ૧૦૪૮
આરાંમે જો ઊંઘ આવવા લાગી શીતાબ,
સુવાની જગેહ કીધો આસુદા ખાબ.

## અફ્રાસિયાબનું ખાબ જોવું અને તેથી તેનું બીહવું તથા તેની હકીકત મુંબેદોને પૂછવી.

ગયો જો સિયાહ રાતનો પોહોર એક,
તો ધ્રુજે છે જેમ તાપથી કોઈ છેક.
પુકારી તેમજ ઉઠયો અફ્રાસેયાબ,
ને ધ્રુજ્યો આરામ ખાબમાંથી શીતાબ.

૧ દુન્યાંને રોશન કરનારી આંખ દુર થઇ યાને (રાત પડી)

પડયો પોતાના તખ્તથી ખાક પર,
ને જીવથી ભર્યા સાંસ ઉંડા જીગર.

ગુલામોબી ઉઠયા તેવારે તમામ,
ને ગડબડ મચી ચારો બાજુ મુદામ.

આં થઈ ગર્સીવઝને જે વારે ખબર,
સીયાહ, શાહી દબદબો બન્યોચ અગર.

તો આવ્યો તુરત શાહુ પાસે મગર,
પડ઼ેલો દીઠો ધર્તીની ખાક પર.

બગ઼લમાં ધરી તેને પૂછયું, છે શું—?
આં વાતો, તે કહી દે બીરાદરને તું.

દીધો જવાબ કે તું કશું પુછ નાં,
વખત કંઈ નથી વાતો કરવાનો આં.

મને શુધ્ધી આવે નહીં જ્યાં તલક,
બગ઼લમાં ધરી દાબ તું ત્યાં તલક. ૧૦૪૯

આવ્યો હોશમાં જો ગઇ થોડી વાર,
તો ગેતીને જોઈ કરતી શોરો પુકાર.

બતીઓ કીધી, બેઠો તે તખ્ત પર,
ગોયા ઝાડ઼ોની ડાળ ધ્રુજતો ઝબર.

કહે નાંમજોય ગર્સીવઝ થઈ અજબ,
શું થઇ અચરતી તે કહે ખોલી લબ.

બોલ્યો દબદબા ભર્યો અફ્રાસેયાબ,
કે હરગેઝ ન જોશે એવો કોઈ ખાબ.

સીયાહ રાતે આજે મેં જોયો છે જેમ,
સમજ્યો નથી ઝઈફ જવાંનોથી તેમ.

દીઠો ખાબ સાંપોથી ભર્યું મેદાન,
ઝમીં પુર ધુળે, ઓકાબ આંસમાન.
સુકઇ એવી ધર્તી કે આસ્માંએ ગર,
બની ગેતી ત્યારથી ન દેખાડયો ચહર.
એક તર્ફ તંબુ હતા મારા ખાસ,
દીલેરોનું લશ્કર હતું આસપાસ.
ઉઠી ધુળ ભરેલી હવા એક તમામ,
ને નાંખ્યો ઊંધો મારો ઝુંડો મુદામ.
નદી ચાલી ખુનનીબી ચો તર્ફ એક,
ઊંધા વળ્યા તંબુ સરાપર્દા છેક. ૧૦૫૦
આ ત્રણ લાખ મારા સેપાહનાં મગર,
ફેંકઇ ગયાં તન, ને કપઇ ગયાં સર.
દરિાંથી આવી ફોજ વાની સમાન,
હતા હાથ નેંઝા ને તીરો કમાન.
એકક હતું જેના નેંઝાઓમા સર,
બીજું સર સવારોના ખોળા અંદર.
ધસી આવ્યા મુંજ તખ્ત પાસે સવાર,
[1]સિયાહપુશ નેઝાઓ લઈ સોહઝાર.
જગાએથી મુજને ઉઠાવ્યો મુદામ,
અને હાથ બાંધી દોડાવ્યો તમામ.
કીધી હર તરફ બારીકીથી નઝર,
દેખાયું ન કોઇ ખેશી પાસે મગર.
ઉતાવળથી લઇ ગયો કાઉસ પાસ,
દીલેર એક તુંદી ભર્યો નાંમી ખાસ.

૧ કાળાં બખ્તરવાળા

હતું તખ્ત એક, જેનું માહતાબે સર,
હતો શાહ કાઉસ જંગી જે પર.

હતો ચંદ્ર સમ ગાલોનો જવાંન ખાસ,
જે બેઠો હતો શાહ કાઉસની પાસ.

હશે ના વરસ ચઉદબી તેને યાર,
જોયો મુંજને બાંધેલો પાસે તેવાર. ૧૦૫૧

પુકારતાં વાદળ જેવો ધસ્યો જબર,
ને બે ટુકડા કીધી તલવારે કમર,

ઘણો કીધો મેં દર્દથી તે પુકાર,
કીધો મને તે દર્દ શોરે બીદાર.

બોલ્યો ગર્સીવઝ કે શાહાનો આં ખાબ,
છે નેક ખાહોના કામ જેવો શીતાબ.

મુંરાદો ફળી, રેહેશે તાજ અને તખ્ત,
ઊંધાં થશે કુલ તારા શત્રુના બખ્ત.

તેડાવ ખાબ કેહનારો કોઈ અગર,
એ વાતે અનુભવ ધરાવે જબર.

બોલાવ્યે અકલમંદો ને હોશીયાર,
નજુમી ને મુંબેદોમાંથી આં વાર.

હતા જે જે વિદવાંનો એ વાતે ગર,
હતા દુર યા શાહાનાં દરવાઝા પર.

દરે શાહ ઉપર તેઓ મળ્યા તમામ,
કે જોઇયે બોલાવ્યા છે હમને શું કામ?

તેડી તેંમણે લાયકાતે બેસાડ્યા પાસ,
કીધી સઊથી નાની મોટી વાત ખાસ.

કીધી વાત સંગ મુએદ્દો નામેવર,
નજુમી - ને દાંનાઓ સાથે મગર. ૧૦૫૨
કે ગેતીમાં આં મારી વાતો ને ખાબ,
ન જાંણે કો,ઈ છુપાં ઝાહેર શીતાબ.
ન એકનાં તનેબી હું રાખીશ સર,
જો વાત આવશે કોઈનાંબી હોટો ઉપર.
બખસ્યું ઘણું તેને ચાંદીને ઝર,
કહયું કે ન રાખશો કોઈ વાતે ડર.
કીધી ખાબની વાત જોયલી જે વાર,
સુની વાત મુંએદ્દે શાહની તેવાર—
ડરી શાહુથી માંગી પનાહને શીતાબ,
કે કહીશું ન સાચો હમે આય ખાબ.
વચનથી જો બંધાએ શાહ તું શીતાબ,
ઝબાંથીબી બંધઇ ને આપે જવાબ.
તો કહીએ જે વાતો હમુને છે યાદ,
તે શાહ પાસે ખોલીને મેળવ્યે દાદ.
દીધું શાહે દુઃખ નાં દેવાનું વચન,
ગુનાહનોબી ઠપકો ન દેવા તદન.
હતો એક સુખનવર ઘણો અક્લમંદ,
હતું જ્ઞાન હર વાતે જેને બુલંદ.
તે બોલ્યો કે અયે પાદશાહે જહાન,
કરૂચ છુપું ખુલ્લું તું પાસે નિદાન. ૧૦૫૩
કે હમણુંાજ ભારે સેપાહ શૂરવીર,
ને ઈરાંથી સર્દારો આવેચ દેલીર.

હરોલમાં છે શાહઝાદોબી તેની ખાસ,
છે દાંનાવ રહુબરોબી જેની પાસ.

તેનાં બખ્ત અંદર નથી કાંઇ શાહ,
તોબી દેશ આપણનો કરશે તબાહ.

જો કરશે તું સિયાવક્ષથી શાહા જંગ,
થશે ગેતી રેશમના કપડાંનો રંગ.

ન તુર્કીઓમાથી બચી કોઈ જશે,
તું બેતાબ જંગથી તેની શાહ થશે.

થશે જો કે તે તારા હાથે તારાજ,
તુરાંમા ન રેહેશે મગર તખ્ત તાજ.

ફેલાશે આં ગેતીમા ઝગડો તમામ,
કીનો, જંગ, સ્યાવક્ષ માટે મુદામ.

થશે આય સચ્ચઈની ત્યારેજ યાદ,
મુલક જો થશે બેદાદીથી બરબાદ.

ગમે શાહ ઊડે મુગ઼ થઈને અપાર,
તોબી નાં જશે આંસ્માની તે બાહાર.

આ ફરતું ફલક ચક્રમાં કોઈ વાર,
કદી કરશે ગુસ્સો કદી કરશે પ્યાર. ૧૦૫૪

થયો પુરગ઼મ સુની અફ્રાસિયાબ,
ને બન્યો નહીં જંગ કરવા શીતાબ.

કહયો ભેદ એ ગર્સીવઝને મુદામ,
છુપી વાતો સંભળાવી તેને તમામ.

અગર હું સિયાવક્ષની જંગમા સેપાહ,
ન ખેંચશ તો થાશે ન કોઇ કીનાખાહ.

ન તે મરશે જંગમા, ન મારૂ મરન,
થશે ટંટા ઝગડાથી શાંત અંજુમન.

ન કાઊસખી મુજથી કીનાવર થશે,
બખેડો ન ગેતીમાં કંઈ થઈ જશે.

ન જંગની જગો કે ન ગેતીનું રાજ,
સુલેહ સીવા હોતુંના કોઇ મને કાજ.

તેની પાસ મોકળશ હું ચાંદીને ઝર,
તથા તાજ અને તખ્ત બેહદ ગોહર.

મીનોચહરે વેંહુચી ન સરખી જહાન,
લીધો ભાગ પોતે કમી બેગુમાન.

તેથી હું કરશ મારા હાથોથી કમ—
ઝમીન, કે જે આપીતી મુંજને પ્રથમ.

તે સોંપીશ ઈરાનીઓને હું તમામ,
જેપર મારો દાવો ન રેહશે મુદામ. ૧૦૫૫

તેવારેજ બલા મારી સઉ દુર થશે,
ડરૂચ કે મારો જીવ સુકાઇ જશે.

સીવશ ગંજથી ગેતીની હું નઝર,
તો દેશે ન રંજ આંસમાબી મગર.

ન ચાહતો, દીધુંચ ગેતીએ તે વગર,
ખુદાએ જે દીધું તે પર છે શુકર.

વળી બીજું ઇરાં ઝમીંમા છે ગર,
તારા તાબા અંદરના સર્વે શહર.
તે છોડી તુરાં જાય અત્યારથી,
પડે શાંન્ત જંગ કીનો લેનારથી.
આપણુ વચ્ચે જોઇયે ન રાસ્તી વગર,
ન બનવું ઘટે ખુની ચિન્તા ઝબર.
રવાંના કરશું નામું એક શાહ પાસ,
કદાચ લેશે ખેંચી સેપાહને તે ખાસ.
દોડાવ્યો ગર્સીવઝે કાસદ નિદાન.
તે કાસદ ગયો વા તુફાંની સમાન,
કહયું કેઠે આળસથી કરતો નાં ખાબ.
જજે દોડી પાસે તું અફ્રાસેયાબ.
કેહેજે ગયો આગળ ધીરજથી મુંદામ
જે માગ્યું હતું તેજ મળ્યું તમામ, ૧૦૬૫
તું શાહ પાંસે ઝમીનો માંગેચ ઝબર.
જો ચાહે કે જંગથી ફરે તે અગર,
કે નઝદીકનાં ખેસીઓમા સો જવાન.
દીલેર પીલતન માગે છે બેગુમાન,
આવી ત્યાં ને કાસીદે આપ્યો પેગામ.
નાંમી ગર્સીવઝનો ને શાહનો તમામ,
તે કાસેદનુ બોલેલું સમજીને શાહ,
થયો રંજીદા ને ભુલી ગીયો રાહ.
કહયું દીલથી ખેસીના સો જણને હું,
ચુંટી અંજુમનથી ને મોકળાંઊ છું.

તો હારી જવશ હું ઝરૂર જંગગાહ.
ના મુજ પાસે રેહેશે કોઈ નેકખાહ.
જો કહું છું કે ઝામીન તું મુંજથી ન લે,
તો માણુશે કે સઊ ખોટી વાતો છે એ.
[1]ઝમાનત તો મોકળવી પડશે અગર,
નહીં તે કબુલશે જો ઝામીન વગર.
બલા દુર થશે મારી જેથી બલંદ,
કમ અકલીથી બેહેતર બનુ અકલમંદ.
વિચારીને રૂસ્તમે લખ્યાં જે નામ,
તે સો ખેચી નઝદીકના ચુંટયા તમામ ૧૦૬૬
મોકળ્યા તેને શાહે ઇરાંની પાસ,
તથા દીધી ભેટો ને સર્પાિવો ખાસ.
કહયું જેથી સરનઈ નગારાં મુંદામ,
વગાડી ઉઠાવ્યા તંબુઓ તમામ.
સમરકંદ, બોખારા, અને સિન્દ, ચાજ,
સેપંજાબ તણો મુલ્ક અને તખ્તે આજ.
એ છોડી સેપાહ સંગ ગયો [2]ગંગ ગર,
બહાંના, ફરેબો, કે ઢીલના, વગર.
જો રૂસ્તમને થઈ તે જવાની ખબર,
તો જીવ અંદેશાથી થયો કમ ઝબર.
ગરદ સમ તે આવ્યો સિયાવક્ષ પાસ,
કહી વાતો સમજેલી સઊ તેને ખાસ.
કહયું કે થયું છે જો રાસ્તીજ કામ,
રવા છે ગરસીવઝ ફરે પાછો ધામ.

૧ ઝામીન. ૨ ગંગ કીલ્લા તરફ

કહ્યું જેથી સર્પાવ કીધો તૈયાર,
કમરબંદ ને કોલાહ અને કંઈ ઓજાર.
ઘોડો એક અરબી સુંનેરી લગામ,
ને તલવાર હીંન્દી સુનેરી [1]નેયામ
ગર્સીવઝે જોયો આં શાહી સર્પાવ.
માહુતાબ ગોયા ધર્તીએ જોયો દેખાવ, ૧૦૬૭
ફર્યો પાછો કરતો તે પર આફ્રીન.
ગોયા જાંણે લેતો લપેટી ઝમીન,

## રૂસતમનું સિયાવક્ષનાં નામા સાથ કાઊસની નઝદીક જવું.

સિયાવક્ષ બેઠો હાથીદાંતોને તખ્ત,
કે ઓળખ્યું તાજ હાથીદાંતોએ સખ્ત,
ને ધાર્યું કે મોકળું એક દાનાને હું.
સુખનમા જેના હોય ભરી રંગ બુ.
એવો ફઓજથી ચાહુતો જંગી સવાર.
કે જે સાથે મળતો બને શાહરયાર,
કહ્યું પહલવાં પીલતને તેને ગર.
શકે કોંણુ બોલી એ વાતો ઉપર,
હતો જેવો કાઊસ છે તેવો ગર.
નથી તુંદી ઘટતી વધે છે મગર,

૧ મિયાન.

મગર જાઉં ગેતીના શાહની હું પાસ,
તો જાહેર કરૂ છુપી વાતોને ખાસ.
ઝમાનત્તે હું કાપુ હુકમ દે અગર,
નથી ઠીક જોતો જવા મુંજ વગર.
થયો તેની વાતોથી સ્યાવક્ષ શાદ,
કીધી તેણે કાસીદોની વાત યાદ.
બેઠો પાસ રૂસ્તમની સર્દાર છેક,
કીધી વાતબી કમ ઝેયાદા દરેક. ૧૦૬૮
ફર્માવ્યું જેથી આવ્યો લખનારો પાસ,
નામું રેશમી કપડાં ઉપર લખ્યું ખાસ.
દોઆ લખી પેહેલાં તે દાવર ઉપર,
દીધાં જેણે કોઉવત નસીબ ને હોનર.
અકલનો છે ખાવીંદ દેનારો છે દાદ,
જેની દાદે દાના, ફતેમંદો, શાદ.
છે હોશો, વખત, શકિતનો તે દેનાર,
છે જીવનેબી ડાહપણનો તે બક્ષનાર.
સીવા હુકમ તેના નથી કંઈ ગુઝર,
હુકમથી તેના કોઈ ફરે છે અગર.
ન જોતો તે જગમા સિવાયે બેદાદ,
મળે છે તેનાથીજ ઊનંતી ને દાદ.
મેહેરો માંહનો પયેદા તે કરનાર છે,
તખત બખ્ત કોલાહ વધારનાર છે.
તેનાથી ઊતરજો દોઆ શાહ ઊપર,
જે ગેતીનો શાહ નાંમીમા નાંમેવર.

અક્લ તેની પુગીચ બદો નેંક પર,
બુલંદી છે બુધ્ધીનો ટેકો ઝબર.
પુગો બલ્ખમાં બાહારે ખુરરમ ને વખ્ત,
હતો હું લડાઇથી ખુશાળીમાં સખ્ત ૧૦૬૯
ખબર મારી સમજીને અફ્રાસેયાબ,
કે આંખોમા લાવ્યો તે સરદાર આબ.
વિચાર્યું કે થઇ પડયું છે કામ સખ્ત,
સિયાહ ગેતી થઈ ને ઉંધુ વળ્યું બખ્ત.
આવ્યો ભાઈ સરપાવો સાથે મુંદામ,
ને સણગારેલી બાંદીઓબી તમામ.
કે માંગે તે ગેતીનાં શાહથી પનાહ,
ને સોંપે બુઝર્ગોનું તખ્તો કોલાહ.
પસંદ કરેચ ગેતીનાં પોતાના દેશ,
જાંણી ચુકો મર્દો હીંમત વિષેશ.
નથી ચાહતો ઈરાં ઝમીંની તે ખાક,
કરેચ જંગ કીનાથી દીલનેબી પાક.
મોકલ્યા છે સો ખેસીઓ મારી પાસ,
કે આવ્યો છે પીલતનબી રાખી એ આસ.
છે વાજબી દયાથી કરે માંફ ગર,
દયા દેચ ધવાહી તેના મોંહ ઉપર.
કે આવ્યો તહમતનબી દરગાહે શાહ,
જોઇયે એવા દબદબા સાથે સિપાહ.
પેલી તર્ફથી ગર્સીવઝબી શીતાબ,
આવી લાગો દરગા,હે અફ્રાસીયાબ. ૧૦૭૦

કહયો ભેદ સ્યાવક્ષનો સર બ સર,
કે તે જેવો શાહ નથી કોઇબી દીગર.
શું વાતો ને ચેહરાની ખુબી અંદર,
હયા, શર્મ, હીંમત, ચલનમાં, મગર.
છે બાહદુર, સુખનવર, પહલવાં, સવાર,
ગો બુદ્ધી બગ઼લમા ફરેબ લઈ અપાર.
હસીને કેહવા લાગો તેને તે શાહ,
છે જંગ કરતાં ચારો ભલો નેકખાહ.
બુરા ખાબે દીલ ડર ભરેલું નિદાન,
ઊંચેથી નિંચે પડવા જોતો નિશાન.
ડરી ભયેથી શોધવાને લાગો ઊપાય,
કે જેથી ન તનમા ફીકર કાંઈ થાય.
તેથી ગંજો દીરંમથી શોધ્યો ઉપાય,
પડી પાર જેથી મુંરાદોબી આય.
પેલી તર્ફબી રૂસતમે શેરમર્દ,
આવ્યો શાહે ઇરાં કણે ગોયા ગર્દ.
કરી બંધ હાથો ને આવ્યો દરગાહ,
જેને જોઈ અને આવ્યો નિંચે તે શાહ.
પૂછયું તેને લઇને બગ઼લને મેયાન,
ઝમાનાની ગર્દીશ ને ફરઝંદનું બ્યાન. ૧૦૭૧
દીલેરો, ને જંગ, ને સેપાહની, ખબર,
કે રાહાથી તું કાં પાછો ફર્યો મગર.
તેવારે તહમતને ચુંમી ઝમીન,
અને કીધી કાઊસ ઊપર આફરીન.

શુરૂ ખોલી સ્યાવક્ષ માટે ઝબાન,
દીધું નામું તારીફ કરી બેગુમાન.
વાચ્યું નવીસંદાએ નામું તે પાસ,
સિયાહ મોહ થયું શાહ કાઊસનું ખાસ.
કહ્યું બાદ રૂસ્તમને માનુંચ કે,
તે ડાહપણે પુગ્યો નથી, જવાન છે.
મગર શું નથી ગેતી જોયલો તું નર,
ભલું ને ભુંડુ તુંએ જોયલું છે હર.
નથી ગેતીમા તું જેવો સર બ સર,
શીખેચ મર્દો જંગમા તારાથી હુંનર.
બદી શું અફ્રાસ્યાબની જોઇ નહી,
જેથી ખાબો, ખાવું, હતાં ગુમ સહી.
જવું હતું મુંજને કીધી મેં ¹દીરંગ",
વિચાર હતો તેનાથી કરવાનો જંગ.
ગયો નહી, કહ્યું સૌએ હયાંથી ન જા,
નવો શાહ ઈરાદો કરે ખોટી થા. ૧૦૭૨
હતી રબની ખ્વાહીશ કીનાની જેવાર,
બદી બદલો ચાહતી બદીથી અપાર.
ત્યારે તમ મુવેલાંની ભેટોની આસ,
કરીને મઘન દીલથી બન્યાચ ખાસ.
લુટેચ માલ જે બેખતાનો અગર,
તે આપી ને ફેરવ્યાં છે રાહથી સર.
તુરક સો બેબુન્યાદ હલકટ મગર,
નથી, જાણુતા પોતે નામે પીદર.

૧ ઢીલ.

તેવાઓનાં ઝામીનથી છે બેફીકર,
ગોયા આખ વેહતું છે ¹પેશે નઝર.
અક્લથી નથી કામ લીધું અગર,
તો જંગથી ધરાયો નથી હું મગર.
કરૂં છું રવાના સિયાવક્ષ પાસ,
મરદ એક હોશો અક્લ ભર્યો ખાસ.
કહીશ કે તું સળગાવ આતશ બુલંદ,
પગે બાંધ તુર્કીઓને ભારી બંદ.
ને બાળી દે આવેલો અસ્બાબ સાથ,
તું જાણે? કશાંને લગાડયો જો હાથ.
મોકળ મારી પાસે તે બંધવા અગર,
ચાહું તેના તનથી ઊખેડવાને સર, ૧૦૭૩
સેપાહ લઈ પોતાની લડઇનો વિચાર,
કરી બેધડક જા તું તેની દરબાર.
ભલાઇ છોડી લઇજા સેપાહ તે ઉપર,
વરૂ ગોયા મેંઢાંના ટોળાં અંદર.
એંણી ગમ તુ મંડજે કીનાની ઊપર,
ત્યાં બાળીને લુટશે સેપાહો ઝબર.
તુંથી આવશે લડવાને અફ્રાસેયાબ,
થશે તેપર નાંખુશ આરામો ખાબ.
કહયું તહમતને કે અરે શહયાર,
ન દીલને દુઃખી કર એ વાતે લગાર.
અવલ તો સમજ એ, શહા તું બયાંન,
પછી તો છે તાબામાં તારા જહાંન.

૧ આંખ સાંમે.

તેં કહેલુ કરવા જંગે અફ્રાસેયાબ,
નદી પાર કરતાનાં લશ્કર શીતાબ.
મગર થો,ભજો આવશે લડવાને એ,
વગર ઢીલે આવસે તુરત દોડી તે.

તો થોભ્યા તેંમજ કે ચઢાઈ લાવે તે,
પણ દોસ્તી શુરૂથી તેંણે શોધી છે.
સુલેહ સંપનો કોઇ ઇરાદો કરે,
તો લડવા જવું દોડી ઠીક ના ઠરે. ૧૦૭૪

બીજું એ કે તોડે વચનને તું શાહ,
પસંદ એમ કરે ના કદી નેક ખાહ.
ફતેહ જંગે સ્યાવક્ષ પામ્યો હતે,
મગર મચ્છ દીલેર, જેવો ધસ્યો જતે.

શું જોતે નગીન, તખ્ત, તાજો, વગર,
આરામે ગંજે ઇરાં સીવાયે મગર.
તો કાં લડવું જોઇયે? તે મલ્યું તમામ.
ધુવેચ મેળાં પાણીથી ચેહેરો શું કામ?

જો અફ્રાસેયાબે કીધા આં કરાર,
ને બાતેન વચન તોડવા ચાહતો તો યાર.
તો થાકયા નથી હમો જંગથી લગાર,
છે તેગ અને પંજોબી સિંહનો તૈયાર.

બનાવનાં તું ફર્ઝંદને તોડનારો કઓલ,
ગુનાહ જે કીધામાં હોય તેવું ન બોલ.
છુપાવવી જોઇયે વાતો મારે શું કામ,
કે સ્યાવક્ષ વચનથી ન ફરશે મુંદામ.

કરેચ ખ્યાલ જે વાતોનો શાહ અગર,
થશે શાહઝાદો તેથી દંગ નામવર.
ન વાળ ઊંધુ પોતાના ફર્ઝંદનુ બખ્ત,
કે ગ઼મ દીલે જોશે તું પાછળથી સખ્ત. ૧૦૭૫

## પાદશાહ કાઉસનું રૂસ્તમ ઊપર ગુસ્સે થવું અને તેનું સીસ્તાન પાછું ફરવું.

થયો સમજી કાઉસ ગુસ્સે ઝબર,
છેડ઼ઈ કાઢી આંખો એ કામો ઊપર.
બોલ્યો શાહ ગેતીનો રૂસ્તમની પાસ,
હવે ગયો જાંણી છુપી વાત ખાસ.
ઊતારી આ વાત તેંજ સરમા તેના,
ને જડ઼ કાપી કીનાની દીલથી એના.
કીધો ખ્યાલ તારાંજ સુખનો સહી,
ઊનાંત નગીંન, તખ્ત, તાજોની, નહી.
આં ભેટે, લાગું તારૂ દીલ ખુશ થવા,
કીધી જેથી સાંમેથી જંગને હવા.
તું હયાં રેહ, અને શીપેહસાલાર તુસ,
કે બાંધે એ કામે હાથી ઉપર [1]કુસ.
ફેરવશે સિયાવક્ષ હુકમથી જો સર,
નહીં ધ્યાન દેશે મારા કૂઓલ પર.

[1] "નગારાં."

તો સોંપી સેપાહ તુસ સરદાર હાથ,
ને રાહથી તે ફરશે અને તેનો સાથ.

કરવું પડશે ઘટતું હશે જે અગર,
હકુમતનો જો ખ્યાલ છે તેને સર.

થયો ગમગીં રૂસતમ કહયું બાપોકાર,
ફલક ફરતું ગુમ કરજો મુજને આંવાર. ૧૦૭૬

જો છે તુસ રૂસતમથી જંગી ઝબર,
તો રૂસતમ નથી જાંણુ જગમા મગર.

એ કહી તેની સાંમેથી ચાલ્યો બાહર,
ગુસ્સા ભર્યા જીવે ગુસ્સા ભર્યા ચહર.

ગયો તર્ફ સીસ્તાંન ખફગીને ચહર,
સેપાહ સંગ પોતાની ગયો તે મગર.

બોલાવા તુરત લાગો તુસને શાહા,
કહયું કે હવે ખેંચ લશ્કરને રાહા.

કહયું તેને અયે સરફરાઝે દીલેર,
રવાંના થા હયાંથી મીસાલે તુ શેર.

બલખમાં હું મોકળું છું સાંઢણી સવાર,
સુખન તેઝ સાથ એક નામું આંવાર.

પડયો તુસ કાઊસ પાસેથી બાહાર,
કહયું ફઓજ, કર્નાય, નગારાંબી, યાર.

કરી ત્યાર, સામન સફરનો ભરે,
અને અયેશો આરામ કોતાહ કરે.

કીધો શાહા કાઉસે સાંઢણી સવાર,
કહયું ફરજે રાહાથીજ પાછો તું યાર.

તે નામું ને કડવા સુખનોથી ખાસ,
મોકલ્યો બલખમાં સિયાવક્ષ પાસ. ૧૦૭૭

## કાઊસ તરફથી સિયાવક્ષનાં નામાનો જવાબ.

પછી તેડયો નામાનો લખનારો પાસ,
બેસાડયો તખત પાસે ખુર્સીએ ખાસ.

કહયું નામું એક જંગ ગુસ્સાનું સખ્ત,
ગોયા તીર ખદંગી, લખે આય વખ્ત.

પ્રથમ જેમા કીધી ખુદાની સેપાસ,
જે સુલેહ, ને જંગનો, છે ખાવીંદ ખાસ.

ધણી માહ, ને મંગળ, શનિશ્ચરનો, જે,
ધણી નેક, બદ, તખ્ત, રૂતબાનો, છે.

છે ફરતું ફલક તેના હોકમ અંદર,
હરેક જગે તેનીજ ફેલાઇ છે મહર.

તુને અયે જવાં તનદરૂસ્તી ને બખ્ત,
હમેશ હોજો તું સાથે તાજ અને તખ્ત.

કીધો છે તેં મુજથી જો ઉલટો વિચાર,
ને બેઠો છે સર ફેરવી જંગથી અપાર.

તો ઇરાંથી શત્રુએ શું કીધું માન?
ફતેહ જ્યારે પાંમ્યો હતો જંગ મ્યાન?

નહીં ખ્યાલ શત્રુથી સુલેહનો કર,
અને મારી દરગાહથી ફેરવનાં સર.

ન આવતો જવાંનીના ફંદા અંદર,
ન ફરતાં ફલકથી ચાહે રંજ ગર. ૧૦૭૮

જેઓ ગીર્વી છે તેને મોકળ દરબાર,
પગે હાથે બાંધીને બંધ ઊસ્તવાર.

તેંણે તુને ઠગ્યો તેમાં શું નવઇ,
મારેજ તોલ કરવું છે તેનું સવઇ.

ફીતુરી તેની વાંત સમજી અપાર,
લડઇથી હું પાછો ફર્યોચ ઘણી વાર.

સુલેહનો હુકમ નહીં દીધો તો મગર,
છતાં મુજ હોકમથી ફેરવ્યું છે સર.

પડયો મોજમાં માહબુબો સંગથી,
અને બાઝી છોડી દીધી જંગથી.

ખઝાનાના હદયાથી રૂસતમ અગર,
ધરાવાનો નહીં કોઈ દહાડો મગર.

મુવાંના પેલાં શાહી તાજે આવાર,
લડઈથી તેં નાંખ્યો છે બદલી વિચાર.

સ્વતંત્રતા તલવારે જોઇયે મુંદામ,
ઈઝ઼ત શાહોની મુલ્કોથી છે તમામ.

આવશે તુસ સરદાર તુ પાસ જ્યાર,
કરશે ફેસલો કમ ઝીયાદા તે વાર.

મોકળજે બેસાડી ગધેડા ઉપર,
ઝાંમીનોને બેડીથી બાંધી ઝબર. ૧૦૭૯

સુલેહથી આં આરમાં બુલંદનો વિચાર,
એવો છે કે રંજ પૂગે જીવને અપાર.

ખરાબી પૂગે એથી ઇરાં ને સખ્ત,
ખુરો થાય પાછો ભલો આંય વખ્ત.

તું કર જેથી તૈયારી જંગની તમામ,
ન કરતો એ વાતે તું ઢીલને મુદ્દામ.

તુ કરશે [1]શબેખુન લડાઇ કદી,
સેપાહોની ખાક કરશે જૈહુન નદી.

તેવારે તે સરદાર કરશે ન ખાબ,
તું સાથ આવશે લડવાને અફ્રાસેયાબ.

અગર તે લોકો પર તુને આવે મહર,
ન ચાહતો હોય, કંહે બેવફા તેઓ ગર.

તો સોંપી સેપાહ તુસને પાછો ફર,
ન તું ટંટા, ઝગડા, ને જંગ, લાયક નર.

લખી, નામા ઉપર કીધી મોહર શાહ,
સવાર સાંઢણી લાગો કાપવાને રાહ.

પૂગુ નામું જેવારે સ્યાવક્ષની પાસ,
ને સમજી આં ગમભરી વાતોને ખાસ.

તો વાતો કીધી તેડી કાસદની સાત,
અને તેથી જાંણી લીધી સરવે વાત. ૧૦૮૦

કે પીલતનને કહેલું હતું તેંણે જેમ,
ને તે શાહ ને તુસ પર ખફા થયો કેમ.

તેની વાતો સ્યાવક્ષે સમજી જો ખાસ,
તેકામે, ને રૂસ્તમથી બન્યો ઊદાસ.

કીધું બા,પનાં કામથી દીલ નિરાસ,
લડઇના દીવસથી તુર્કીઓથી ખાસ.

[1] છાપો મારવો

ને બોહચો આં સો મર્દ જંગી સવાર,
છે શાહી તુમખના એવા નામદાર.

તમામ બેગુનાહ નેક ખાહ સર બ સર,
રવાના કરૂ શાહા પાસે અગર.

વગર ખ્યાલે ને કોઈ તેહકીક વગર,
તુરત દેશે જીવતાજ શુળી મગર.

કરશ કેમ તોઝેશ યઝદાંથી ગર?
બદી બાપના કામે આવશે આ સર.

કરૂ છું લડઈ બેગુન્હાથી અગર,
તુરાં શાહના લશ્કરથી કારણ વગર.

પસંદ મુંજ બુરાઈ ન કરશે ખુદા,
બુરૂ લોકો બોલશે મને તે જુદા.

અગર જાંઊ છું પાછો દરગાહે શાહ,
ને સોંપુ છું સરદાર તુસને સેપાહ. ૧૦૮૧

તો તેથીબી આવે છે બદનામી સર,
ડાબી, જમણી, સાંબે, બદ્દીજ છે મગર.

બુરઈ સીવા બનશે સોદાબેથી શું?
શું ચ્હાવું છે રબનુ? નથી જાણતો હું.

## સિયાવક્ષનું બેહરામ અને ઝંગએ શાવરાન સાથ મસ્લહત કરવું.

દીલેરોના લશ્કરથી બે ને મુંદામ,
શું શાવરાંનો ઝંગે, અને શું બેહરામ.

વિચાર કરવા બોલાવ્યા પોતાની પાસ,
અમેવાંથી ગયા સઉ ને બેઠા તે ખાસ.

એ બેહુ સાથ વાતો હતી ત્યારથી,
છોડી સઉને રૂસતમ ગયો જ્યારથી.

કહયું તેઓને કે લીધે બુરાં બખ્ત,
બદી આવેચ હુંમેશાં મુજ માંથે સખ્ત.

મહરબાં હતું આં દીલે શાહરયાર,
શજર ગોયા ફળ ફુલો ભર્યું અપાર.

ફરેબથી સોદાબેના ફર્યું જેવાર,
પડયું થઈ ગોયા ઝેહેર કાતેલ તેવાર.

ઝનાનખાનું તે મારૂ કેદખાનું સખ્ત,
કર્માયું તેથીજ મારૂ ખીલ્તું આં બખ્ત.

થતો આંય જેમ જેમ અવસર પસાર,
થતો રૂપે અંગાર તેણીનો પ્યાર. ૧૦૮૨

બેરૈનક ખુશીથી કીધી જંગ પસંદ,
મગરમચ્છના પંજાથી બચવા બુલંદ.

હતી બલ્ખમા કેટલીએક જો સેપાહ,
ને [૧]અફસર જેવો ગર્સીવઝ નેકખાહ.

ને [૨]સોગદમા બેઠો હતો શાહરયાર,
કીના ભર્યાં લાખ શમશીરો મારનાર.

ગયા હુમો ફુંકતા પવન જેવા સહી,
ને જંગમા તેઓની કીધી ઢીલ નહી.

ગયા છોડી તે મુલ્ક જ્યારે તમામ,
ને ઝામીનો હદયો મોકલ્યો મુંદામ.

૧ "સરદાર ૨ એ નામના શહરમા

તો આપી સલાહ મુંબેદોએ તમામ,
કે જંગથી ફરવું જોઇયે પાછુ મુદામ.
વધારવી છે તેને લડાઈ અગર,
તો જંગ ને મુંલક હાથ આવશે મગર.
શું કરવા જોઇયે લોહી રેડવું તમામ,
ને ધરવો જોઇયે કીનો દીલમાં શું કામ.
જેનાં સરમાં ભેજું નહીં હોય અગર,
તે સમજી શકે શું ભલું ભુંડુ ગર!
કોબાદ આવ્યો, ચાલ્યો, આં સોંપી જહાંન,
થઈ ત્યારથીજ ધુળધાણી નિદાંન. ૧૦૮૩

પસંદ કામ આવ્યું ન મારૂ લગાર,
જેથી દેવા માગે છે રંજો આઝાર.
નાંહક જંગ કરવા તે કહે છે મગર,
દીધો કૉલ તોડવાને લાગે છે ડર.
મગર જોઇયે ફેરવવું રબથી ન સર,
વડીલોની રાહ તજવી જોઇયે ન ગર.
તે ચાહેચ કે બે જગથી બાતેલ હું થાઊ,
ને કામો અહેરીમંદના દીલથી બજાઊ.
મગર કોણુ જાણે લડાઈ અંદર,
કોંણે યારી દેશે ઝમાનો અગર.
થતે ઠીક જણુતે ન માદર અગર,
જણુતેબી તો આવતે કઝા મારે સર.
કે ખેંચવી પડેચ હવે આફત મુદામ,
છે ગેતીમા મુંજ માટે ઝેહેરજ તમામ.

ઊગેલું છે એવું આ દરખત બુલંદ,
જેનાં ફળો ઝેહેર અને પાંનો [1]ગઝંદ.

અને મેં આ જેજે બી કોલો કીધાચ,
તથા કેવા યઝદાંના સોગંદ લીધાચ.

તે સચ્ચઇથી ફેરવું જો માથું લગાર,
તો ચોગમથી ઊતરે મારા પર ધીકાર. ૧૦૮૪

ફેલઈ જશે ગેતીમાં સઘળે સુખન,
દીધાચ શાહે તુરાંને જેજે વચન.

અને જેમ ગમે તેમ જખ્ખાએ હર,
મને કરશે બદનામ લોકો ઝબર.

દીધેલાં વચનથી ફરી જવું એમ,
કે આંસ્માથી પાડવું ઝમીને, છે તેમ.

પસંદ કેમ કરશે એવું કીર્દેગાર?
શું ફળ દેશે ગેતીની ગર્દીશ અપાર?

ને ગેતીમાં ખુણું હું શોધશ મુંદામ,
કે રહે જેથી કાઊસથી છુપ્યુંજ નામ.

ફરે છે ઝમાનો આં રોશન અગર,
તે ગેતીના સાહેબના ફરમાન પર.

તો અય ઝંગએશાવરાં તુ અગર,
તૈયાર દીલ કર રંજ માટે ઝબર.

નહીં ઢીલ કરતો, નહીં લેતો ખાબ,
જજે તુર્ત દરગાહે અફ્રાસેયાબ.

આં હદયો અને સાથ ઝામીનો સખ્ત,
શું તાજો, દીનારો, ને બેસવાનું તખ્ત.

૧ નુકસાન.

જજે સરવે લઇ એ તુરત તેની પાસ,
શું વિટયું છે મુંજપર, તેને કેહેજે ખાસ. ૧૦૮૫

કહયું ગોદરઝના બેહરાંમને મગર,
કે અય લશકરો મુંલ્કના નામવર.

સોંપુચ તુને પર્દા, ને હાથી, ને [1]કુસ,
તું થોભજે ત્યાં વેર, આવે સર્દાર તુસ.

દેજે તેને હદયો, ને લશકર, મુદામ,
ને તૈયાર સર્વે આં ચીઝો તમામ.

જે છે તે ગણી દેજે સરવે તે વખ્ત,
ખઝાનો, ને તાજ, અને બેસવાનું તખ્ત.

તેની વાત બેહરાંમે સમજી જેવાર,
કીધું દીલ તેની ચાલથી પેચદાર.

અને ઝંગેશાવરાંને વર્સાવ્યું ખુન,
લાઅ્નત કીધી હાંમાવરાં પર ઝબુન.

બેઠા સાથે ગમથી ભર્યા બેગુમાંન,
થયાં તેની વાતોથી ગમગીં રવાંન.

કહયું બેહરાંમે ઠીક નથી આં વિચાર,
વગર બાપે જગમા નથી તારો ઠાર.

કે મોકળ તું નામું ફરી શાહા પાસ,
ને માંગી લે પીલતન પહલવાં ને ખાસ.

લડ઼ઈ કરજે, આપે અગર તે હુકમ,
જો લાંબુ ન થાય, તો છે વાત કમ. ૧૦૮૬

નથી વાત મુશકીલ, તું સમજે જો ખાસ,
નથી-શર્મ ચાહે તુજેશ બાપ પાસ.

[1] નગારાં.

જો મોકલે આ કયેદી અગર તેની પાસ,
સિયાહુ જાંનો દીલ ખુશ થશે તેનું ખાસ.

જો ગ્મ કયેદીઓનો દીલે હોય તમામ,
તો છોડી દે, બંધન નથી કોઈ મુદામ.

નથી હુકમ નાંમામા જંગના સિવાય,
થયું એમ નથી કે બુને નાં ઊપાય.

તો કાઉસનાં હુકમોથી કરશું આં જંગ,
અને કરશું દુશ્મન ઉપર જેહાન તંગ.

કરેચ કાંય દીલને દુખી તું ઝબર,
કે નર્મીથી લે તેનું ફાંદામા સર.

હમો પર ઝમાનાને ગુસ્સે ન કર,
જો ફળ દેવા દાંનઇનું આવ્યુંચ શજર.

ન કર ખુન ભરી આખ, તાજો, ને તખ્ત,
ન જડથી સુકાવી દે શાહી દરખ્ત.

નથી તું વગર નેંક તખ્તો કોલાહ,
શું દરબાર, તંબુઓ, ને આં સેપાહ.

છે કાઉસનું આંતશક્દાહ મગ્ઝ સર,
તથા નામું, જંગ, બેહુદા છે ઝબર. ૧૦૮૭

જો રાખેચ એમાં ભેદબી આંસમાન,
તો કાં જોઇયે કરવું આ લાંબુ બયાન.

એ દાંનાની વાતો કીધી ના પસંદ,
હતો ભેદ ન્યારો ફલકનો બલંદ.

જવાબ એ દીધો કે શાહાનો હુકમ,
ગણુંચ મેહેરો માંહથી વધુ દમ બ દમ.

મગર હુકમે યઝદાંથી કોઈ દીલેર,
ન ફરતો, શું કાંટા, શું હાથી, કે શેર.

ફરી જે ખુદાના હુકમથી ગયો,
તે પોતાને ખોહી દીવાંનો થયો.

શું લોહી રેડવાને હાથ લાંબો ધરૂ?
એ મુલ્કોને કીનાના રહબર કરૂં?

દુઃખી તે વળી આમીનોથીબી છે,
ફરી માં,ગશે, ના કહયું છે મેં જે.

ફરૂંચ હું અગર છોડીને જંગગાહ,
વગર જંગે જાઉંચ જો નઝ્દીકે શાહ.

તો ગુસ્સે થશે તે તુરત દમ બ દમ,
લાવી ક્રોધ તનમા, અને દેશે ગમ.

હરેક વાતના દેશે તાંના મુદામ,
નવાં ને જુંના કામથી તે તમામ. ૧૦૮૮

દુઃખી દીલ તમારૂ મારાં કામે છે,
તો મુંજ વાત નાં ધ્યાનમાં લાવો એ.

હું પોતેજ રાહનુંમા કાસદ થવશ,
સરાપર્દા જંગલમાં છોડી જવશ.

નથી કોઇ શાંમીલ મારા ગંજમાં?
તે કાંય થાય શામીલ મારા રંજમા?

આં કયેદીઓ, ને આંય હદયો, શીતાબ,
તુરત લઈ જવશ પાસે અફ્રાસેયાબ.

એવો જવાબ સ્યાવક્ષે દીધો નિદાન,
એ ગર્દનફરાઝેના કુંમળાયા જાન.

જુદાઇના ભયેથી તે રડયા ઝબર,
ભુંજાય કોઇ ગો તેઝ આતશ ઉપર.
કે જોઈ આંખ ભુંડી ઝમાનાની ગર,
પડેચ કેમ છુપી શાહઝાદા ઉપર.
ફરી તેઓ જોશે નાં તેના દીદાર,
એ કામે રડયા આંખોથી બેશુમાર.
બોલ્યો ઝંગે છૈયે હમો તાબેદાર,
તું અફસરની મેહેરે ભર્યું દીલ અપાર.
દીલોજાં ફીદા છે આં તું પર તદન,
એવુંજ રહો મરણ તક હમારૂ વચન. ૧૦૮૯

## સિયાવક્ષનો અફ્રાસિયાબ ઉપર પયગામ.

મળ્યો એવો તે નેકખાહથી જવાબ,
કહયું ઝંગેને દાંના શાહે શીતાબ.
કહે તુર્કી લશ્કરના શાહને તું ગર,
શું આવ્યું છે એ કામથી મારે સર.
સુલેહથી, ઉભી થઇચ જંગ મુંજ ઊપર,
મીઠાસ તારો કુલ, છે મને દર્દો ઝહર.
છતાં તારા કઓલેથી ફેરવશ ન સર,
ખોવસ તખ્ત શાહી જો કે સર બ સર.
છે ગેતીનો યઝદાન મારી પનાહ,
ઝમીન તખ્ત છે, ને ફલક મુજ કોલાહ.

બીજું બેહુદાપણુથી તોડયું વચન,
ન જઈ શકતો શાહ પાસે જેથી તદન.

કરી દે જવાની રહા એક શીતાબ,
ઊતાર્યાં હોય જ્યાં રએ દાંણો ને આબ.

ન [1]બદખુના તેની હું સમજું સુખન,
બચી તેના ક્રોધે, કાઢુ થોડા દન.

જેથી ઝંગએ નાંમેવર સો સવાર—
તે ઝામીનને લઈ ગયો શાહી દરબાર.

ગયો લઈ હતો જેજે હદયો અસલ,
હતો ગર્સીવઝ લાવેલો જે અવલ. ૧૦૯૦

પુગો શેહેરે સરદારે તુરાં જેવાર,
જોયો ચોકીદારે, ને ઊઠયો પુકાર.

ગયો નાંમદાર એક સામો બુઝોર્ગ,
હતું નામ જેનું કે જંગી તુર્વોર્ગ.

ગયો ઝંગે શાવરાન શાહની તે પાસ,
તો ઊઠયો તખતપરથી સરદાર ખાસ.

તેને લઈ બગલમાં દીધુ માન ખાસ,
બેસાડયો તે બુઝોર્ગે પોતાની પાસ.

બેઠો જ્યારે શાહ પાસે, દીધો પયામ,
અને વાત કહી તેને માંડી તમામ.

થયો ગમગીં નામાથી અફ્રાસેયાબ,
થયું દર્દ દીલમા, ને માથું [2]શીતાબ.

પછી કહયું મેઝબાની કરવા તૈયાર,
તેને, તેના દરજાને લાયક અપાર.

૧ બુરી આદતનાં. ૨ તેજ.

તેડયો સિપેહસાલાર, ધુંવા સમાન—
જે આવ્યો તે સરદાર પાસે નિદાન.

જગો કીધી ખાલી, જો આવ્યો પીરાન,
કીધું તે નાંમેવરથી લાંબુ બયાન.

કાઊસનું તેની બુરી ગુફતારનું,
બુરી આંદતો જંગના વિચારનું. ૧૦૯૧

તે બોલ્યો ને ગમભર્યાં કીધા રૂખસાર,
દીલે ગમ, સિયાવક્ષના કામે અપાર.

આવવું ઝંગેશાવરાનનું ત્યાં મુંદામ,
અણીથી પણી વાતો કીધી તમામ.

કરૂં શું હું ચારો? કહયા એ સુખન,
ને શું રાહા શોધું, કરૂં શુ વચન?

પીરાંને કહયું કે અરે શાહરયાર!
ઝમાના સુધી શાદ રેહેજે અપાર.

હરેક કામે હમથી તું વિદવાન છે,
ખઝાના ને મર્દીમા બળવાન છે.

સમજ, દીલ, ને બુધ્ધી, વિચારે, મગર,
ન તું જેવો ડાહપણમા છે કોઈ નર.

જેબી કોઈ કે નેંકીજ કરવા આં જેહાન,
ઝાહર કે છુપી રાખે શકિત નિદાન.

તે શાહઝાદા સાથે ચુકે નાં ભલાઈ,
ખઝાનાથી યા રંજથીબી સવાઇ.

સમજ્યું છે મેં એવું કે આં જહાન,
નથી કોઈ સર્દારોમા તે સમાન.

ધીરજમા, ને કદમા, ને દીદારમા,
ખુબીમા, ને દાંનઇમા, વિચારમા. ૧૦૯૨

છે ખાન્દાંથી ઝયાદા અકલને હોંનર,
ન શાહુઝાદો જણ્યો કોઈ માએ દીગર.

છે બેહતર, સમજવાથી જોવું નઝર,
ખરો કીર્તિ ભર્યો છે શાહુઝાદો ગર.

ન હોતે તેમા આં સીવા કોઈ હુનર,
તો સો ખુંન બદલ બાપથી નામેવર.

ગુસ્સે થઈને લડયો, ને તખ્તો કોલાહ,
ઊતરતાને સોંપી, લીધી પોતે રાહ.

તો અકલની રાહે નથી ઠીક ગર,
કે આં મુલ્કથી જાય તે નામવર.

બીજું છે ઝઇફ આય કાઊસ ખાસ,
વખત તખ્ત છોડવાનો આવ્યો છે પાસ.

છે સ્યાવક્ષ જવાં, દબદબા સખ્તનો,
ને વારેસ ખરો છે શાહી તખ્તનો.

અમીરોથી ઠપકો રેહેશે તારે સર,
તેનેબી થશે રંજ તુંથી ઝબર.

અગર શાહ કરે ખ્યાલ લાંબો મુંદામ,
લખે એક નસીહતનો ભર્યો પેગામ.

ને સમજાવે પોતાના ફર્ઝંદને જેમ,
કે સમજાવે તે જવાંન દાનાને તેમ. ૧૦૯૩

કરે આં શહરમા જગા એક ત્યાર,
ને રાખે તેને ઘટતી રીતે અ[illegible].

ને રીત મુંજબ દે તેને બેટીનો હાથ,
ને રાખે તેને લાડ ઈઝઝતની સાથ.

અગર જો તે રેહેશેજ હયાં તારી પાસ,
તો શાંતી થશે મુંલ્કમા તારા ખાસ.

જશેબી જો શાહ તર્ફે પાછો ફરી,
તોપણ તારાં બખ્તે થશે બરતરી.

થશે પ્યારો તે ગેતીના શાહાની પાસ,
દોઆ કરશે ગેતીના દાનાવો ખાસ.

કીનાથી બચે બે સેપાહો ઝબર,
હયાં લાવવા તેથી રાજી હોય દાદગર.

તે યઝદાંના ઇનસાફે રાસ્તી ઠરે,
ઝમાનોળી[1] જેથી આ સીધો ફરે.

સુની વાતો પીરાંની સરદારે જ્યાર,
પરીણાંમ શું આવશે જોયું તેવાર.

થોડી વાર સુધી કીધો ખ્યાલ ગર,
ભલઇને બુરઇનો એ બાબદ ઉપર.

કહયું ત્યારે તેંણે ઓ પીરાંન પીર,
હરેક તારી નસીહતો છે દીલપઝીર. ૧૦૯૪

સર્દારો જે નામી કીધેલા પસંદ-
મા, તુ જેવો જગમા નથી કોઈ બુલંદ.

મગર મેં સમજ્યું છે એવું બયાન,
કે જે સાથે બુધ્ધીબી છે એકતાન.

ગમે પાળ નરસિંહનું બચ્ચું મગર,
થશે તેઝ[2] દાંતો, પસ્તાશે ઝબર.

૧ બુરી આદતનાં. ૨ તેજ.

થશે પંજાઓ, ઝોરવાળુ, અગર,
તો પડશે; ટુટી પાળનારા ઊપર.

પીરાંને કહ્યું કરવો જોઇયે વિચાર,
એ માટે દીલેરોના શાહે અપાર.

પીદરથી બુરી ખો, હઠીલાઈ, કોય,
ન લીધી હોય, તેમાં બદી કેમ હોય?

નથી જોતો? બુઢા છે કાઊસ મગર,
ગુઝરવોબી જોઇયે, થયો ઝઇફ ગર.

સિયાવક્ષ લેશે આં બોહુળી જહાન,
વિના રંજે ગંજોને, મેહુલો, મકાન.

થશે તારા બેહુ મુંલ્કો, ને તાજ તખ્ત!
મળે સર્વે કોણુને, વગર નેંક બખ્ત?

## અફ્રાસિયાબનું સિયાવક્ષ ઉપર નામું.

સુખન આય સમજીને અફ્રાસેયાબ—
એ, કીધો ઠરાવ અકલમંદી શીતાબ. ૧૦૯૫

પ્રથમ નાંખવા હાથ નામા ઊપર,
કીધી કસ્તુરીથી કલમનેબી તર.

સેતાયશ તે ગેતીના રબની કીધી,
બુઝોર્ગી, ને બુદ્ધી, સ્વિકારી લીધી.

વખત ને મકાનોથી છે તે બાહાર,
પૂગી કેમ શકે બંદાઓના વિચાર?

રવાંન, હોશ, બુદધીનો, ખાવીંદ સાફ,
કે દાંનાને પાળે છે તેનો ઇનસાફ.

દોઆ તેથી શાહઝાદા ઉપર ઘણી,
જે કોલાહ, ગોરઝ, તેગ઼નો, છે ધણી.

શરમનો ધણી, ને [૧]ખુદાવંદે ધાક,
ઝુલમથી જેનું દીલ, ને હાથો, છે પાક.

મેં સમજી છે વાતો વિગતવારથી,
કે શાવરાંના ઞંગે ખબરદારથી.

છું ગ઼મગીં હું દીલથી, કે શાહે જહાન,
છે બાતીનમા તારાથી ગ઼ુસ્સે નિદાન.

મગર ગેતીમા આં સીવા તાજો તખ્ત,
શું શોધે અક઼લમંદ બેદાર બખ્ત.

તું માટે છે હયાં સર્વ તૈયાર તે,
ગમે પાદશાહી, ગમે ગંજ છે. ૧૦૯૬

તુને નમશે શેહેરે તુરાં સર બ સર,
મને ખુદને આવે છે તારી મહર.

તું ફરઝંદ ને હું થઈશ તારો પીદર,
પીદર બાં,ધશે બેટા સાંમે કમર.

તું જાંણુ, કાઊસે તારેથી પુર મહર,
કીધો એક દનબી નથી ખુશ ચહર.

ખોલશ દીલ, ખઝાનો, ને હાથો, નિદાન,
તુને દઇશ રેહવાને માટે મકાન.

પીસર સમ બેતકલીફ રાખશ અપાર,
તુનેજ મારો જગમા ગણીશ યાદગર.

૧ ભયેનો સાહેબ.

મુંલક છોડી મારો જશે કોઈ ધામ,
મને કરશે મોટાં, ને નાના, બદનામ.

કઠણુ છે વળી એમ થવુંબી પસાર,
પછી તો હોય મરઝી જેવી રબની યાર.

ઝમીન તુને આગળ ન દેશે દેખાવ,
પસાર કરવો પડશે તે ચીનનો દર્યાવ.

ખુદાએ કીધો છે એહાજત અગર,
તો રહે હયાંજ તું શાહમા સર બ સર.

સેપાહ, ગંજ, ઝર, ને છે તારૂજ શહર,
જવા હયાંથી બાંહનું ન રેહેશે મગર. ૧૦૯૭

જો કરશે પીદરથી સુલેહનો વિચાર,
કરશ તાજો, તખ્તો, કમરબંદ, તૈયાર.

કે હયાંથી તું જાયે ઇરાં લઈ સેપાહ,
હુંબી આંઊ મોહબતથી તું સાથે રાહ.

વધુ ટંટો રેહશે પીદરથી નહી,
કદાચ ફરે જંગથી, છે બુઢઢો સહી.

આગ વર્ષ પાંસઠે ભડકે અથાગ,
તો હોલવાય ઝેરીનાં આબે તેં આગ.

થશે તારૂ ઇરાં, ને ગંજો, સેપાહ,
તથા મુલ્ક મુલકોની શાહી કોલાહ.

કસમ લઈ કહુચ પાક યઝદાનથી,
કુશીશ હું કરશ તન, અને જાનથી.

બદી યા બદીનો હુકમ નાં કરશ,
ન દીલમાં બદીનો અંદેશો ધરશ.

કીધી નાંમા પર મોહર શાહે જેવાર,
કે નેંકખાહ ઝંગેને બોલ્યો તેવાર.
જવા માટે બાંધે શીતાબી કમર,
દીધો હદયો, ને સાથે ચાંદી, ને ઝર.
ઝરીન સાજના એક ઘોડે ઝબર,
તુરત આવ્યો શાવરાંનોઝંગે મગર. ૧૦૯૮
કે પોંહચ્યો તે તખ્તે સિયાવક્ષ પાસ,
કહયું તેંણે જોયલું, ને સમજેલું, ખાસ.
થયો એક બાઝુ સિયાવક્ષ શાદ,
દુ:ખી એક બાઝુથી કીધી ફર્યાદ.
કારણ પડયું વેરીનો મિત્ર થવા,
શું આંતશથી કુંકે છે ઠંડી હવા?
ન શત્રુથી બનતું શત્રુતા વગર,
ગમે એટલી નેંકી તેનાથી તું કર.

## સિયાવક્ષનું કાઉસ ઊપર નામું અને તેનું તુરાંન જવું.

કે નામું એક લખ્યું પીદરની ઉપર,
નવું જુનું લખ્યું તેમા સર બ સર.
કે જવાંનીમા ડાહપણ હું પામ્યો મુંદામ,
બુરાં કામે ફેરવ્યું છે મોંહ તમામ.

કે તેજ મગ્જથી શાહે ગેતીના ગર,
ભીતરથી જળે છે આં મારૂ જીગર.

પ્રથમ દુઃખ, તેનો ઝનાનો થયું,
જેથી સુસ્ત દીલનું લોહી થઈ ગયું.

થવું પડયું આંતશનાં કોહથી પસાર,
હરણુ રડયાં જંગલનાં મુંજથી અપાર.

આવ્યો જંગમા શર્મ, ખ્વારીથી, એ,
ગયો પંજામાં હું મગરમચ્છના તે. ૧૦૯૯

થયા છે આં સુલેહથી બેહુ મુંલ્ક શાદ,
મગર શાહાનું દીલ, તો છે શમ્શીર પોલાદ.

ન કોઈ કામ મારૂ છે તેને પસંદ,
છે એક, ચાહે ખોલું, કરૂ યા કે બંદ.

ધરઇચ આંખ તેની જોવા મુજ દીદાર,
તો કંટાળો દેવશ નહીં હું અપાર.

કમી તેનાં દીલને નહીં હોતું સુખ,
હું ગમ ભર્યો જાઊ છું અઝદાહને મુખ.

ન માઅલુમ, કે ફરતું ફલક એથી યાર,
શું રાખેચ? દયાનો કે જંગનો વિચાર?

પછી તેણે ફર્માવ્યું બેહરામને,
કે તાઝુ તું કર ગેતીમા નામને.

તુને સોંપુ છુ તંબુઓ ને અસ્બાબ,
જગા, તખ્ત, ને ગંજબી, બેહીસાબ.

સવારો, ને ઝુંડો, ને હાથી, ને [1]કુસ,
જે વારે કે આવે હયાં સરદાર તુસ.

૧ 'નગારાં.'

તો સોંપજે તેને આ લીધેલું તેવાર,
થજે ભાગ્યશાળી, ને રેહેજે હુશ્યાર.

ચુંટી કાઢયા લશ્કરથી ત્રણસો સવાર,
તમામ પહલવાં જંગ લાયક અપાર. ૧૧૦૦

દીરમ જોઇયે તેટલાં લીધાં તેજ વાર,
તથા શાહી લાયક ગોંહરો દીનાર.

સરસ ઘોડા સો જે સોંનેરી લગામ,
સોંનેરી કમરબંદોના સો ગુલામ.

ફર્માવ્યું કે લઈ આવ્યા પાસે તેવાર,
કમરબંદો, ઉંટો, ને ગણ્યાં હથ્યાર.

તેની બાદ તેડ્યા અમીરોને પાસ,
કહયા કંઈક ઘટતા સુખન તેને ખાસ.

કે આવે છે, તે અંજુમનથી પીરાન,
મારે માટે લાવે છે પયગામો બ્યાન.

તૈયારી કરૂચ સામે લેવા મુંદામ,
જેથી તમો ઠોભી રહો હયાં તમામ.

બેહરામ તર્ફ કરજો તમે મોંહ તમામ,
તેની વાતે દીલ ના ફેરવતા મુદામ.

ઝમીન સઉ દીલેરોએ ચુંમી મગર,
દોઆ ભર્યા સર્દારના હુકમ પર.

ઝળકતો થયો જ્યારે ખુર્શીદ અસ્ત,
હુવા થઈ સીયાહ, ને ઝમીન થઇ, દુરસ્ત.

સેપાહ ખેંચી સ્યાવક્ષે જૈહુનની પાસ,
જણાયું ન મોંહ, આંખ, પાણીથી ખાસ. ૧૧૦૧

તર્મેઝ આવ્યો તો [1]દર, ગલીઓ, ને [2]બામ,
થયાં બાહાર સમ રંગો ખુ થી તમામ.

શહર ચાજના બારણા સુધી એમ,
હોય સાંકળ ને તાજોની કન્યાંઓ જેમ.

હતું ત્યાર ખાવાનું રાહમા તમામ,
બીછાવેલા ગાલીચાઓબી મુંદામ.

[3]કાચરબારશી તક એમ ચાલતો થયો,
થોડી વાર ઉતર્યો, ને થોભી ગયો.

આવ્યો બલ્ખમા આં તરફ તુસ જ્યાર,
કહુયા સૌએ કડવા સુખનબી તેવાર.

ગયો શાહા કાઊસનો નામી પીસર,
શહા પાસે તુર્કી સેપાહના મગર.

બોલાવી તુરત તેણે સર્વે સેપાહ,
જગોથી તે, કાઊસની આવ્યો દરગાહ.

ખબરથી એ શાહનો થયો ચેહરો ઝર્દ,
તે રડયો, અને એક ભરી હાય સર્દ.

થયું આંતશી દીલ, બે આંખો [4]પુરાબ,
અફ્રાસ્યાબ, સ્યાવક્ષના, ગુસ્સે શીતાબ.

ફલક કેમ ફરતું આં ફરશે નિદાન?
થશે મેહેર યા કીનાં ભર્યું અસ્માન? ૧૧૦૨

કીધું તર્ફ એક દીલ, કીનો, જંગ, સહી,
લડાઈનેબી કીધી ફરી યાદ નહી.

ખબર પાંમ્યો આં બાઝુ અફ્રાસેયાબ,
કે સ્યાવક્ષ આવ્યો ઓળંગીને આબ.

 ૧ દરવાજા, ૨ અગાસી. ૩ "એનામનું શહર." ૪ "પાણીથી ભરેલી."

જેણે મુલ્કમાં આં ઊતારીચ સેપાહ,
ને કાસદબી આવ્યો છે તેને દરગાહ.

જવા સાંમા દીધો હુકમબી મુંદામ,
નગારાંઓ સંગ સર્દારોને તમામ.

કીધા ત્યાર પીરાંને બેશી હઝાર,
જવા સાંમા લેવા, ને લઈ કુલ નિસાર.

સુફેદ હાથીઓબી કીધા ત્યાર ચાર,
સેપાહ કુલને આપી વધાઈ અપાર.

ઊપર એક મુંકયુ પીરોજાનું તખ્ત,
હતો ઝુંડો પછવાડે ગોયા દરખ્ત.

ભરેલો ગલેફ ચાંદ માથે ઝરીન,
ભરત સોંનેરીનો તે ઝુંડો રંગીન.

ઝરીન ખુર્સી તન સોંનેરી તખ્ત પર,
જે રેશમને કપડે સજેલી ઝબર.

ઊંચી તુખ્મ સો ઘોડા સોંનેરી ઝીન,
જેમા કંઇક હતાં ગોંહરોબી રંગીન. ૧૧૦૩

સજાવી સેપાહ, ગો ફલકની અગર,
મેહેર ઉતરી હોયે ઝમીનની ઊપર.

સિયાવક્ષે જાણ્યું કે આવી સેપાહ,
તો સણુગારી સાંમા જવા માટે રાહ.

જોયો ઝુંડો સર્દારે પીરાંનો જ્યાર,
ને સાંભળ્યા હાથી ઘોડાના પુકાર.

તુરત દોડી દાબ્યો બગલમાં તેવાર,
ને શેહેર, અને શાહા, માટે પુછયું અપાર.

ને બોલ્યો કે અય પહલવાંને સેપાહ,
દીધી રંજ જીવને શું કરવા આં રાહ?

હતો દીલ ઊપર એજ પરથમ વિચાર,
બે આંખે સલાંમત તુને જોઊ યાર.

લીધા બોસા પીરાંને પગપર ને સર,
તેના શાદ દીલ, ખુબસુરત મોં, ઉપર.

તે બોલ્યો એ ગેતીના પયેદા કરનાર,
કે ઝાહેર ને બાતીન છે તું જાણુનાર.

દેખાડતે મને ખાબમાં આં રવાંન,
તો બુઢ્ઢું આં સર મારૂ બનતે જવાંન.

સલાંમત ને રોશન જોયો તુને જ્યાર,
તો પરથમ કરૂચ યાદે પરવરદેગાર. ૧૧૦૪

થશે ગો અફ્રાસ્યાબ તારો પીદર,
નદી પાર સરદારો બનશે નફર.

દીલે દમ ન ભરતો ગ઼મીનો તદન,
ગ઼ુલામો છે તારાં શું મર્દો કે ઝન.

હઝારથી વધુ મુંજ ખેશી મુંદામ,
પેહેરી બાલીઓ રેહેશે ગોયા ગ઼ુલામ.

કબુલ તું કરે મારૂ બુઢ્ઢું આં સર,
તો શેવામાં હું બી છું બાંધી કમર.

કે ચાલ્યા તેઓ બેહુ ખુશાળીથી સાત,
અને કરતા કંઇએક કમ ઝયાદા વાત.

તમામ શહર સારંગી ચંગના પુકાર–
થી, જલદી થયું ખાબમાંથી બીદાર.

સીયાહ ખાક થઈ કસ્તુરીથી ઝબર,
ને ફફડાવ્યાં કુલ અર્બી ઘોડાએ પર.
એ જોઈ આંખે પાંણીની સિયાવક્ષે ધાર,
વર્સાવી, ને પડયો વમળમા અપાર.
કે યાદ આવી મહેફીલ ઝાબુલ સુધી–
થી, લઈ ને સણગારેલી કાબુલ સુધી.
આવ્યોતો મેહમાની મા પીલતનની જે,
ને કુલ નામદારો અંજુમનની તે. ૧૧૦૫
કીધાં હતાં સદકે ઝરો ને ગોહર,
ને છાંટી હતી કસ્તુરી ને અમ્બર.
ઇરાં શહર આવ્યુ તેને યાદ આય,
તો ખેંચી જીગરથી તેણે સર્દ હાય.
કરી યાદે ઇરાં ને જળ્યું જીગર,
ભડકયો તેનો ગોયા આંતશ ચહર.
પીરાંથી છુપાવાને ફેરવ્યું મુખ,
મગર જોયું સર્દારે ગમ અને દુખ.
શું યાદ આવ્યું તેને? તે જાંણી જઇ,
લીધા હોઠ દાંતોમા ગમગીં થઈ.
આવી લાગા [૧] કાચારબાશી મેયાન,
થોડીવાર દમ લીધો બેસી નિદાન.
નઝર કીધી પીરાંને તેને ચહર,
ખભાં, છાતી, ગર્દન, ને વાતો, ઉપર.
તો હેરાંન રહી બન્ને આંખો તમામ,
કીધું હરઘડી યાદ યઝદાંનુ નામ.

૧--એ નામનું શહર.

ને બોલ્યો કે અયે નાંમેવર શાહરયાર,
છે ગેતીના શાંહાનો તુંજ યાદગાર.
છે ત્રણ ચીઝ તુજમા જે ગેતી અંદર,
ધરાવતો નથી કોઈ શાહઝાદો ગરઃ ૧૧૦૬
છે એકતો એ, કે તુખ્મએ કયકોબાદ-
થી, પીછાંણે છે તુને જોઈ બુન્યાદ.
બીજું તે ઝબાં કેવી સચ્ચાઈથી યાર,
સણુગારી છે આં નેક વાતે અપાર.
અને ત્રીજું એ કે ગોયા તારા ચહર,-
થી, વરસે છે મોહબત આં ધર્તી ઉપર.
ગર્સીવઝની બેશી છે માદર સુંદામ,
છે ખાનદાંની બેહુ તર્ફથી તું તમામ.
જવાબ એવો સ્યાવક્ષે દીધો તેવાર,
કે ઓ પાક અને ઝઈફ ઠીક બોલનાર.
વફા, મેહેરથી, જગ્ત મશહુર તું,
ગીતમ, અહરીમંદીથી, છે દુર તું.
અગર તું કરે કૂઓલ મુજથી આંવાર,
હું જાંણુચ વચન તું નથી તોડનાર.
કરૂ આં જગો મારી આંરામગાહ,
વફાથી, તારી મેહેરથી, નેકખાહ.
ભલું નિવડે મારૂ હયાં રેહવું અગર,
ન રડવું પડે મારાં કીધાં ઉપર.
ને નાતો હું જઈશ હયાંથી ફર્માવ તું,
બીજા મુલ્કની રાહા બતલાવ તું. ૧૧૦૭

પીરાંને કહયું કે અંદેશો ન કર,
જો આવ્યો છે ઇરાં ઝમીં છોડી ગર.
તો નાં ખો તું મોહબતે અફ્ફ્રાસેયાબ
જવામાં ન કોઈ રીતે બનતો શીતાબ.
જો કે નાંમ ગેતીમા છે બદ અગર,
નથી નર તે યઝદાં પરસ્તના વગર.
છે ડાહપણ, ને હોશો, વિચારો, બુલંદ,
જતો નથી મુર્ખાઇથી [1]રાહેગઝંદ.
સંબંધ લોહીનો તેથી રાખુ છું હું,
પહલવાંનબી હું, વઝીરબી હું છું.
તેની પાસ મુજને છે ઇઝઝત ને [2]જાહ,
અખુટ છે ખઝાનો, ને તખ્તો, કોલાહ.
કે આં મુંલ્કમા મારા છે સોહઝાર–
થી, ઝયાદા મુંજ હોકમને તાબે સવાર.
અને બાર હઝાર આય ખેશીઓ ખાસ,
દીવસ રાત રહે છે ઉભા મારી પાસ.
ઝમીનો, મુલક, છે વળી ગોસપંદ,
છે હથ્યારો, ઘોડા કમાનો, કમંદ.
હાઝતમંદ નથી કોઇનોબી મુંદામ,
સીવા એના છુપુંબી રાખુંચ તમામ. ૧૧૦૮
જે છે તે કરૂ તારી ઊપર નિસાર,
રહે હયાં અગર શાદ થઈ તું અપાર.
કબુલું છું યઝદાં તરફથી [1]મુદામ,
દાનાવ તારાં દીલે, ને ખ્યાલે, તમામ.

૧ નુકસાંનની રાહ ૨ મર્તબો

કસમ લઇ કહુંચ પાક યઝદાનથી,
કરીશ તારી શેવા દીલો જાનથી.

પુગે હાંણી એવી ન રાખશ ઊમેદ,
ન જાણતું મગર કોઇ આસમાંનો ભેદ.

કદી પોંહચે હાંણી તુંથી આં શહર,
યા દુરથીજ તું અમૃત ભેલે યાઝહર.

થયો તેની વાતે સિયાવક્ષ શાદ,
પ્રકાશી થયો અંદેશાથી [1]આઝાદ.

પછી બેઠા ખાવા તેઓ એક દીગર,
પીસર થયો સ્યાવક્ષ ને, પીરાં પીદર.

ગયા તેઓ હસ્તા અને શાદ સહી,
અને રાહામા કેથેબી થોભ્યા નહી.

એવી રીતે આવ્યા તેઓ [2]ગંગ પાસ,
હતું જે મકાં અયેશો આરામી ખાસ.

તમામ મુલ્ક હર ચીઝે ભર્યો મુંદામ,
ગોયા ચીની બુતખાનું, સજયો તમામ. ૧૧૦૯

## અફરાસિયાબ અને સિયાવક્ષનું એક બીજાની નઝદીક પોંહચવું.

ખબર જો એ પોંહચી અફ્રાસ્યાબ પાસ,
કે દબદબાથી આવ્યો સિયાવક્ષ ખાસ.

૧ છુટો. ૨ શહરનું નામ.

આવ્યો પ્યાદો મોહુલ્લામાં અફ્રાસેયાબ,
મેહેલમાથી બાંધીને કંમર શીતાબ.

જોયો તેને પ્યાદો સિયાવક્ષે ખાસ,
નિચે ઊતરી ઘોડેથી દોડ્યો તે પાસ.

બગ઼લમાં લીધા એક બીજાને ઝબર,
અને બોસા લીધા સરો આંખ પર.

બોલ્યો તે પછી એમ અફ્રાસેયાબ,
બદીએ હવે કીધો ગેતીમાં ખાબ.

નહી શોર ઊઠશે, નહી થાશે જંગ,
પીસે આબ એક કુંવે સાબર [1]પલંગ.

દીલેર તુરથી શોર જગમા થયો,
હવે મુલ્ક જંગથી ઘરાઈ ગયો.

રેહેતા બે મુલક જંગ ભર્યા ઝરૂર,
સુલેહ ગઈ હતી સારી દુન્યાંથી દૂર.

તુંથી શાંતી જગમાં ફરી થઈ જશે,
આરાંમ તેને લોહીથી, ને જંગથી, થશે.

છે તાબે હવે તુંને તુરાં શહર,
આં દીલમા છે સર્વેના તારી મહર. ૧૧૧૦

મારૂ તન અને જાંન છે તારી પાસ,
આં સર્દાર પીરાંબી બેશી છે ખાસ.

હું રાખીશ સદા તુને પ્રેમે પીદર,
હમેશાં રહીશ તુથી હસ્તે ચહર.

છે બેરંજનો ગંજ કુલ તારી પાસ,
ખુશી વધતી ઓછી તુ માટે છે ખાસ.

[1] વાઘ.

દોઆ તેને સ્યાવક્ષેબી દીધી સખ્ત,
કે તારી નસલથી ન ફરતું આં બખ્ત.
કે [1]જાંનઆફરીન દાદગરનાં શુકર,
છે જેથી કીનો, જંગ, રાહત, ઝબર.
કે ખુશહાલ જોયો તુને શાદ દીલ,
તથા ગમની બેડીથી આઝાદ દીલ.
લીધો દસ્ત સ્યાવક્ષનો સર્દારે સખ્ત,
તે આવ્યો, નેં બેઠો, બુઝર્ગોને તખ્ત.
જોઈ બોલ્યો સ્યાવક્ષના ચેહેરા ઊપર,
કે જગમાં ન જોડી છે એની દીગર.
છે કયાં આદમી કોઈ ગેતીમાં ગર?
એવા કયાંની દબદબા, કદનું, ને ચહર?
કહયું બાદ પીરાંને શાહે અવલ,
છે કાઊસ બુઢો, અને કમ અકલ. ૧૧૧૧
કે દુર કીધો પાસેથી તેંણે પીસર,
કદાવર, બુલંદ, ને એવો પુર હુંનર.
જોયો મારી આંખે જેવો તેનો ચહર,
અજબ દીલ થયું આં તેનાથી ઝબર.
એવુંજ હોય ફર્ઝંદ જેનું અગર?
જુએ કેમ જગની તે ચિઝો દીગર?
કીધો મેહેલોમાંથી પસંદ એક મુંદામ,
ઝરીન કપડું પાથર્યું મેહેલે તમામ.
ઝરીન તખ્તબી એક ગોઠવ્યું પાસ,
હતા પાયા ભેંસોના માથાના ખાસ.


૧ "જીવ પયેદા કરનાર."

કીધો ચિની રેશમને કપડે તૈયાર,
હરેક ચીઝો સણગારી તેમા અપાર.
કહયું તે પછી કે મહલ તર્ફ આય,
હરેક કામે આરાંમથી રેહવા જાય.
સિયાવક્ષ ગયો મેહેલ પાસે જેવાર,
સનિ તક પૂગા મેહેલના તે મીનાર.
ગયો તે ભીતર બેઠો સોનેરી તખ્ત,
બેદાર જીવ પડયો અંદેહશામાં સખ્ત.
થયું ત્યાર પાદશાહી ખાણું મુંદામ,
ગુલાંમોબી આવીને ઉભા તમામ. ૧૧૧૨
ગયો કોઈ આવી સિયાવક્ષને લંઈ,
બેસાડયો તેને તખ્ત સોનેરી જઇ.
પછી વાત ત્યાં હર તરેહની થઇ,
બધે ખુશ ખુશાળી ફેલાઈ ગઈ.
રહયા ખાણું ખાઇને તેઓ જેવાર,
શરાબી થયો દોડ ચાલુ તેવાર.
વાજીંતરથી ગાનારા આવ્યા શીતાબ,
પીવા બેઠા સર્દારો સર્વે શરાબ.
દેતો જાંનો, દીલ, સોંપી અફ્રાસેયાબ,
ન આવતો સિયાવક્ષ વિનાં તેને ખાબ.
સિયાહ ગેતી થઈ, પીધો દારૂ ઝબર,
શરાબે ફર્યાં તે શરાબીના સર.
સિયાવક્ષ મેહેલે ગયો ત્યાંથી શાદ,
ઈરાં આવ્યું મસ્તીમા નાં તેને યાદ.

કે ફર્માવ્યું શાહે પછી સારી રાત,
હતા તે ખુશીની સભામા જે સાત.
શીદેહ પાસ બોલ્યો તે અફ્રાસેયાબ,
સહ્વારે કરી ઉઠે સિયાવક્ષ ખાબ.
તો બેશી ને પહલવાંનો સાથે મગર,
અને અંજુમનના જે હોય નામવર. ૧૧૧૩
કે બાંમદાદે હદયો, અને આં ગુલામ,
ને ઘોડાઓ, કીમતી સોનેરી લગામ.
હરેક કોઈ લશ્કરનાં, લઇને નિસાર,
શહા લાયક ગોહરો સાથે દીનાર.
જજો તમે 'સર્વે' સિયાવક્ષ પાસ,
હુશ્યારી, બેદારી, ખાંમોશીથી, ખાસ.
સર્દારોબી મોકલાવી ચીઝો તમામ,
ગયો એક હફ્તો એ કરતાં મુદામ.

## સિયાવક્ષનું અફરાસિયાબની નઝદીક દડી રમવું અને હોનર બતાવવું.

કહયું રાતે શાહે સિયાવક્ષ પાસ,
કે કાલે સહવારે આપણ બેહુ ખાસ.
ચોગાંનો દડી લઇને મયદાનમાં,
ગુઝાર્યે વખત એશ દરમ્યાનમાં.

સમજ્યું દરેકથી કે ચણગાનમાં,
ન ટકતો દીલેર તારાં મયદાનમાં.

કહયું શાહા જીવજે ખુશીમાં ઝરૂર,
સદા હોજો દસ્તે બદી તુંથી દૂર.

શાહાઓબી તુંજથી શીખે છે હુનર,
શકેચ કોંણ થઈ શ્રેષ્ટ તારી ઊપર.

તુને જોઈ રોશન રહેચ મારો દન,
બદો નેક તુથીજ લઉ છું તદન. ૧૧૧૪

તો બોલ્યો અફ્રાસ્યાબ કે ઓ પીસર,
હમેશાં તું રંહો શાદ ફીરૂઝગર.

તુ હોમાને રૂતબાનો લાયક છે [1]ગાહ,
તુ તાજે કયાંની છે લશકર પનાહ.

ઉઠયા ખાબથી જો સહવારે મુંદામ,
કીધાં સઊએ મયેદાં તરફ મોંહ તમામ.

કે મયેદાંને તે દીન ગયા પહલવાન,
ખુશી ભર્યાં મોઢે, ને દોડતા, નિદાન.

પછી શાહે તુરાંન બોલ્યો કે બે,-
કર્યે ભાગ રમવા દડીદાવ એ.

તું આં તર્ફ, ને તે તરફ હું મુંદામ,
કે બે ભાગ જઇયે વેંહચાઈ તમામ.

સિયાવક્ષે શાહાને કહયું તેજ વખ્ત,
શું ચોગાન ને કામના મારા દસ્ત.

હું લાયક ન તુંથી દડી માટે છું,
હરીફ જો બીજો તારો, મયેદાને તું.

1 "તખ્ત."

હું સાથી, ને છું દોસ્ત, તારો નિદાન,
સવાર તારો થઈને હું આવ્યોય મેદાન.
ખુશી શાહ થયો વાતથી એ બુલંદ,
ન કોઈની કહી વાત કીધી પસંદ. ૧૧૧૫

કહયું શાહા કાઊસના જાંન, અને સર,
તુ થા મુંજ હરીફ, દોસ્તબી તું, મગર.
બતાવ તું સવારોની સાંમે હુંનર,
ન કહે કોઈ, ચુંટણીમા રાખી કસર.

દોઆ મારાં માણુસ કરે તું ઉપર
બને તાજુબીથી ખુશી મુંજ ચહર.
કહયું સિયાવક્ષે હોકમ તારો જે,
સવારો, મેદાંનો, ચોગાન, તારાં છે.

તો ચુંટયો અફ્રાસ્યાબે કલ્બાદને,
ગર્સીવઝને, જેહનને, પોલાદને.
તથા જંગી નસ્તીહન, સાથે પીરાન,
દડો પાણી પરથી લેનારો હોમાન.

ને મોકલ્યા સ્યાવક્ષની નઝદીક ચાર,
જેવાકે રૂઈન, ને શીદે, નામદાર.
સવાર અનદરીમાંન જંગી દીગર,
ને અખવાસ્ત સિંહ મારનાર શેરે નર.

તો સ્યાવક્ષ બોલ્યો કે ઓ નાંમેવર!
થશે એમા કોઈબી દડી સામે ગર?
એ કુલ શાહાના યારો, ને તનહા હું છું,
ચોગાન એવોનીબી જોનારો છું હું. ૧૧૧૬

તેથી આપે ફર્માન જો શહરયાર,
તો મયેદાંને લાવું ઈરાંની સવાર.

દડી દાવે મારા જે સાંથી થશે,
રમત સરખી બે ટોળીની થઈ જશે.

જો સર્દારે સમજી એ વાતો નિદાન,
તેવારે તે વાતે થયો એકતાન.

ઇરાંનીઓથી સાત સ્યાવક્ષે નર,
લીધા ચુંટી રમનારા લાયક ઝબર.

નગારાંના શોર ઉઠયા મયદાનથી,
મળી ગર્દબી જઈને આસ્માનથી.

કરનાયોના કુકવે, જહાંજનાં પુકાર–
થી, મયેદાં જગાથી ગો હીલતું અપાર.

જો મયેદાંને ફેંકી દડી શાહા પાસ,
પૂગા શોર માહ તક દીલેરોના ખાસ.

દડી શાહે, મયેદાંથી મારી ઝબર,
ચઢી ગઈ ગોયા વાદળાંઓ ઉપર.

સિયાવક્ષે ડપટાવ્યો ઘોડો અગર,
નિચે આવે તે પેહેલાં મારી ઝબર.

તો મયેદાંમા, આવ્યા અગાઉ ઝરૂર,
અલોપ પાછી થઇ આંખ પાસેથી દુર. ૧૧૧૭

બુલંદ પાદશાહે કહયું એમ ખાસ,
દડી બીજી ફેંકો સિયાવક્ષ પાસ.

દડીને લીધા બોસા સ્યાવક્ષે જ્યાર,
તો કરનાય નગારાંના ઉઠયા પુકાર.

કે બેઠો સિયાવક્ષ ઘોડે દીગર,
ઊછાળી દડી પોતે હાથે ઝબર.
પછી તેનાં ચોગાને કીધું એ કામ.
ગો માહુતાબના [1]દીદ કીધાં તમામ.
દડી ગુમ ચઓગાને તેના કીધી.
ઊપર આસમાને ગો ખેંચી લીધી.
ન મયદાંને એકબી હુતો એવો નર,
ન હુસ્તો હુતો એવો કોઇનો ચહુર.
અફ્રાસેયાબ હુસ્યો દડીથી અપાર,
સરે નામવર થયાં ઊંઘથી બીદાર.
પુકારી તે બોલ્યા કદીબી સવાર,
નથી જોયો એના જેવો નામદાર.
કહયું નામવર શાહે એવોજ હોય,
જે યઝદાંના નુર સાથનો હોય કોય,
ખુબી, ચેહેરા, ખોરેહ, હોનરમા, છે બસ,
સમજવાથી ઝયાદા જોવામાં સરસ. ૧૧૧૮
ગોઠવ્યું મેદાનેથી એક બાજુ તખત,
બેઠો તખ્ત પર શાહુ આવી તે વખ્ત.
બેસી તખ્ત પર સાથ સ્યાવક્ષ ગયો,
ખુશી તેના દીદારથી શાહુ થયો
પછી નામવર બોલ્યો તે ફોજ પાસ,
દડી ને છે મયેદાં તમારાંજ ખાસ.
પછી લાગાં રમવા તે બંધે લશ્કર,
પૂગી ગઈ જેનાથી ખુરશીદ ઉપર.

[1] દર્શન.

આં ગમ તેગમ વાતો કરતા હુતા,
આ હુયાં, ને તે ત્યાં, દડીને લઈ જતા.

ને તેઝીથી તુર્કીઓએબી જેવાર,
દડી લઇ જવાનો જો કીધો વિચાર.

કે લાવ્યા દડી ઇરાંનીઓ તે પાસ,
પછાત રહયા તુર્કીઓ તે કામે ખાસ.

નારાઝ ઈરાંનીઓથી સ્યાવક્ષ થયો.
સુખન પહલવાંની ઝબાંમા કહયો.

છે બાઝીનું મર્યેદાં, યા રંગ ભુમો યાર?
જુઓ વખ્ત બારીક ને બક્ષેસ અપાર.

કે હદ સુધી મર્યેદાંની આવો જેવાર,
દડી સોંપો તુર્કીઓને એકવાર. ૧૧૧૯

સવારોએ કીધી લગાંમો નરમ,
ન કીધો પછી કોઇએ ઘોડો ગરમ.

દડી એક તુર્કીઓ જીત્યા તેવાર,
તો કીધા ખુશાળીમા તેની પુકાર.

સમજ્યો તુરક સરદારે શોર એ,
તો જાણ્યું શું પહલવીમા બોલાયું તે.

પછી બોલ્યો તુરાંની લશકરનો શાહ,
કે બોલ્યો છે મુજ પાસે એક નેક ખાહ.

કે જગમાં નથી કોઇ તાહારી સમાન,
આં ગર્દન, ખભાં, છાતી, તીરો, કમાન.

સિયાવક્ષે સરદારનું સુની બ્યાન,
કમંદ કયાંની ખેંચી કવરથી નિદાન.

તો સરદારે જોવા તે માંગી કમાન,
કે જોયે કોઈ અઝમાવીને બેગુમાન.

કમાં જોઇ હયેરત થયો તે ઝબર,
દોઆ કીધી કયાંની શાહઝાદા ઊપર.

દીધી ગરસીવઝ [1]તેગઝનને અગર,
કે ચિલ્લો ચઢાવ, એને વાંકી તું કર.

કુશીશ કીધી કે લાવે ચિલ્લો કમાન,
ન આવી, અજબ તે થયો બદગુમાન. ૧૧૨૦

તો બેઠો [2]શહા ગુંટણો પર લઈ,
અને તે કમાં હાતથી વાળી દઇ.

ચઢાવી હસી, તો કહયું શાહે આય-
તીરે, તો ફલક પર મહાબી વિંધાય.

જવાંનીમા એવીજ હતી મુજ કમાન,
મગર આ ઝમાનો દીગર છે નિદાન.

ઇરાં કે તુરાંમાબી કોઈ એનો દસ્ત,
ધરી નથી શકનારો કીનાને વખ્ત.

સીવા પહલવાં રૂસતમે પીલતન,
કરેચ જે સદા જંગ, સંગ અહરીમન.

સિયાવક્ષની ગર્દન ખભાંઓ ને [3]બર,
ન સ્વારીમા ચાહે કમાન એ વગર.

નિશાં ગોઠવી મયદાંને તેઓએ સહી,
સિયાવક્ષ, જે કોઇથી લડેલો નહી.

કે દેવ જેવો બેઠો [4]પવંનપગ ઊપર,
ને ડપટાવ્યો, કે શોર ઊઠયો ઝબર.

 ૧ તલવારના મારનારને ૨ યાને સિયાવક્ષ ૩ છાતી ૪ પવનના જેવા પગનો ઘોડો

તુરત પેચ દઈ તીર છોડયો જો તે,
કહયું ઝઇફ મંગળે શાબાશ છે.
માર્યો તીર એક તે નિશાં વચ્ચે ખાસ,
હરેક તે દીલેરોની આંખોની પાસ. ૧૧૨૧
બીજીવાર તીર ચાર પરનોબી સખ્ત,
કમાં પર ચઢાવી અને ખોલ્યા દસ્ત.
ઉડાવા નિશાં એકફેરે બીજીવાર,
હતો તેના ભેજાંની અંદર વિચાર.
જો ફેરવી લગામ હાથ જમને લગાર,
જોઇયે તેમ ઉડાવી નિશાં બીજી વાર.
કમાન ભેરવી બાઝુએ પેંચદાર,
બુલંદ પાદશાહ પાસે આવ્યો તેવાર.
ઊતર્યો જેવો, કે નિચે આવ્યો શાહ,
કહયું દેચ હુંનર, ઊંચ તુખ્મી ઘવાહ.
પછી તે જગાથી બુલંદ મેહેલ પાસ,
ગયા ખુશ દીલે તે બની દોસ્ત ખાસ.
તે બેઠા ને ગોઠવ્યું ખાનું શરાબ,
તેડાવ્યા ગવૈયાઓ નામી શીતાબ.
પીધો ખુબ દારૂ, થયા તેઓ શાદ,
સિયાવક્ષના નામે શુરૂ કીધી યાદ.
કીધો શાહે ખાના ઉપર ત્યાર સાજ,
શું ઘોડા, લગામો, કે શું તખ્ત, તાજ.
તથા ટાકા કપડાંના, આંખા નિદાન,
જેવા કોઇયે જોયા ન ગેતી દરમ્યાન. ૧૧૨૨

દીનારો, ને દીરમની ઠેલી, મુંદામ,
નાના મોટાં યાકુત, પીરોઝા, તમામ.
ને કંઈ એક બાંદીઓ, કંઈ એક ગુલામ,
ભરી એક, યાકુત ઝળકતાંની જામ.
ને ફર્માવ્યું હદયો ગણો આં મુંદામ,
ને લઈ જાઓ સ્યાવક્ષના મેહેલે તમામ.
હતા ખેશીઓ જે તુરાંમા અગર,
ને જે પર હતી મેહેર તેની ઝબર.
કહયું તેઓને કે આં સર્વે સરપાવ,
ભરી ખુંમચાઓ તમે લઇને જાવ.
કહયું ફઓજ સર્વેને તેંણે તેવાર,
કે રહો સર્વે તેના બની તાબેદાર.

## સિયાવક્ષનું અફરાસિયાબ સાથ શિકારે જવું.

કે બોલ્યો શાહાઝાદાની પાસે તે શાહ,
કે મુંજ સાથે એક દહાડો શીકાર ગાહ.
તું આવ, કર્યે દીલ શાદ ખુરરમ નિદાન,
વગર ગમનો કર્યે શીકારોથી જાન.
કહયું હા, જેવારે વિચાર તારો થાય,
અને જે તરફ દીલ જવા તારૂ ચ્હાય.

ગયા એક દીવસ તેઓ કરવા શીકાર,
લીધા શાહે, બાઝ, અને ચિત્તા, અપાર. ૧૧૨૩

સેપાહ સાથ ગઈ તેની હરએક સુરત,
શીકારે, ઈરાં ને તુરાંથી તુરત.

સિયાવક્ષે વનમાં દીઠું ગુરખર,
દોડ્યો ફઓજથી વા મીસાલે ઝબર.

રેકાબ બની ભારી, ને ઢીલી લગામ,
દોડયો ટેકડા ખાઈ ઉપર તમામ.

કીધા તેણે એકનાં બે ટુકડા ઝબર,
બે હાથો તરાઝુ, ને ચાંદી ગોર્ખર.

ન ફેર હતો એક જવ વઝનમાં અગર,
તુરત શાહ સેપાહ કરવા લાગા નઝર.

તુરત બોલી ઉઠયું બધું અંજુમન,
ખરો તારો સ્યાવક્ષ છે [1]તેગઝન.

બોલ્યા એક બીજા ઝોરથી દમ બદમ,
કે આપણને પુગીચ ઈરાંથી શરમ.

દીલેર સર્દારો લજવાયા છે સખત,
મગર [2]શાહથી લડવાનો આવ્યોચ વખત.

સિયાવક્ષ તો મંડયો તો ગોરને શીકાર,
ને જંગલમાં વર્સાવી આફત અપાર.

ને દોડ્યો તે જંગલો, પહાડો, ને ગાર,
કીધા તેગ, નેઝા, ને તીરે, શીકાર. ૧૧૨૪

એકક ઢગલા હર જગે કરી દીધા,
શીકારથી સેપાહને આસુદા કીધા.

૧ તલવારનો મારનારો ૨ યાને કાઉસ શાહથી સમ્જવું.

પછી તે જગાએથી અયેવાંને શાહ-
ની, સઊ કોઇએ ખુશ દીલે પકડી તે રાહ.
ખુશીમા કે ગ઼મગીનીમા શાહ મગર,
ન કોઈ સાથ રહેતો સિયાવક્ષ વગર.
જેહુન, ગર્સીવઝ, ને હુતા બીજા જે,
ન ભેદ કોઈને કેહુતો, ન ખુશ થતો તે.
સિયાવક્ષથી રેહેતો તે દહાડો ને શબ,
તેથીજ બોલતો રાખી હસ્તા બે લબ.
એવી રીતે કીધું વરસ એક પસાર,
ખુશી ગ઼મમા એકસાંન રહેતા અપાર.

## પીરાંનનું પોતાની બેટીને સિયાવક્ષ સાથ પરણાવવું.

સિયાવક્ષ ને પીરાંન એક દહાડો સાત-
બેઠા, ને ચલાવી કમો ઝેયાદા વાત.
પીરાંને કહયું કે તું આં મુલ્ક પર,
રહે છે મુંસાફર મીસાલે અગર.
છે શાહની મહર તુંપર એટલી મુંદામ,
કે ઊંઘમાબી લે છે તે તાહારૂજ નામ.
સમજ તેની ખુશીનો છે બાહાર તું,
પીયારો છે તું, ગ઼મ હટાવનાર તું. ૧૧૨૫

તું દાંના છે કાઉસ શાહનો પીસર,
એવા તુંજ હોંનરથી છે માહતાબે સર.

પીદર ઝઇફ તારો, દીલે તું જવાન,
ન ખોહે તાજે શાહી, તેનું કરજે ધ્યાન.

ઇરાં ને તુરાંનો છે તુંજ શહરયાર,
છે શાહોથી તુંજ પુર હોંનર યાદગાર.

નથી જોતો લોહીનો હું ખેસી મગર,
કે હોય જેની તારી ઉપર કોઈ મહર.

તુરાંમા તું જોડીને લાયક મગર,
નથી જોતો કોઈ તારો ભાગ્યો દીગર.

નથી બેહેન, ભાઈ, નથી તારી નાર,
છે ગુલની તું ડાળી ચમંનને કીનાર.

તારો બરની શોધ હવે ઓરત મુંદામ,
ગ઼મો, રંજ, છોડ ઇરાં માટે તમામ.

ક઼ઝા બાદ કાઉસની તારૂજ ઇસાન,
દીલેરોના તાજો, તખત, બેગુમાન.

છે પર્દાની પાછળ આં ગેતીનાં શાહા–
ની, છુપા, ઝેવર સાથનાં ત્રણ માહા.

તેને પાંમતે જોવા માહુબી અગર,
તો માહુબી હટાવતે નાં આંખો મગર. ૧૧૨૬

ઝનાનખાંનામા ગર્સીવઝના છે ત્રણ,
તુખમ ઊંચ, માંદર, ને પીદરથી, પણ.

નબીરો ફરીદુનનો, ખેશીએ શાહ,
ધરાવે છે બોહળો મુંલક તખ્તગાહ.

તું જો તેને જઈ, દીલકબુલે જો આ,
તો લોહીથી ભેલઈ શાહનો ખેશી તું થા.

મારા પર્દામાંખી જવાન ચાર છે,
સમજ દાસી, પોતાની ગમતી હોય જે.

તેઓમા'[૧]જરીરે છે મોટી ઊમર,
હરીફ નથી રાખતી કોઈ ખુબ ચહર.

વિચારે તો છે તારી દાસી તે ખાસ,
પુજારી તરીકે તે છે તારી પાસ.

કહયું સિયાવક્ષે હું માનુચ આભાર,
મને ગણ તું ફર્ઝંદ મીસાલે અપાર.

જરીરે ખુબીમા છે લાયકની બસ,
તાહારાં ઘરનો ખેશી થવું છે સરસ.

મારો જાંન તન ખુશ કરનારી આય,
નથી ચાહતો કોઈમાથી તેંણી સિવાય.

કીધોચ માંથે આભાર એ કામે સહી,
જીવશ ત્યાં સુધી હક ભુલશ એ નહી. ૧૧૨૭

ગયો પાસ સ્યાવક્ષથી પીરાન ખાસ,
તુરત આવી લાગો તે [૨]ગુલશહર પાસ.

તો ગુલ શેહેરે પુછયું કે અય નામદાર!
છે શાદ એટલો શા માટે કહેતો લગાર?

પીરાંને કહયું તેને ઓરત એ નેક,
થયોચ સરફરાઝ અંજુમન પર દરેક.

નહીં કેમ થઇયે આપણુ આજે શાદ,
કોબાદનો નબીરો જો બનશે દાંમાદ.

૧ પીરાનની બેટી. ૨ પીરાનની સ્ત્રી.

કહયું જરીરેની તૈયારી તું કર,
દીલેર સ્યાવક્ષના રૂતબા લાયક ઝબર.
તો બેટી ને લઈ આવી તે ગુલશાહર,
અને તાજ મુકયું તેના સર ઊપર.
શું કપડાં, કે દીરમ, દીનારોને, ઝર,
કમી ઝયાદા રંગ, અને બોયથીબી તર.
ખુશીનાં બહાર જેવી સણગારી ખાસ,
રવાંના કીધી રાતે શાહરયાર પાસ.
નવા શાહા સાથે જોડી તેજ વખ્ત,
નવા ચંદ્ર સમ તેને બેસાડી તખ્ત.
કીધો કોઇયે ના તેના ગંજનો શુમાર,
ઝરીન તખ્ત, ને ગોંહરો, નકશીદાર. ૧૧૨૮
સિયાવક્ષે જોયો જરીરેનો ચહર,
તો ખુશ લાગો, ખુશ બની હસ્યો મગર.
દીવસ રાત રેહતો તેંણી સાથ શાદ,
નહીં આવી દીલ ઉપર કાઊસની યાદ.
ફર્યું આંસમા કંઈ એ વાતો ઊપર,
સિયાવક્ષને ફાયદો થતો કામે હર.
દરેક વેળા તેની અફ્રાસ્યાબ પાસ,
ઇઝત આબરૂ વધતી બુઝરોગી ખાસ.

# પીરાનનુ સિયાવક્ષને અફ્રાસિયાબની બેટી ફરંગીસ માટે કહેવું.

કે એક દહાડ઼ો પીરાં પરહેઝગારે યાર,
કહ્યું સિયાવક્ષને કે અય શાહરયાર.

તું જાણેચ કે સરદારે તુરાં સેપાહ,
ધરાવે છે આસ્માંથી ઊંચી કોલાહ.

છે તુંજ રાત દીન તેનું રોશન રવાન,
છે તુજ હોશ, દીલ, તેની શકિત, ને જાન.

કરે તેથી લોહીનો સંબંધ તું અગર,
તો થાય તારો મર્તબો એથી ઝબર.

મુંજ ફરઝંદ બેશી થયુંચ તારૂ જ્યાર,
મને થાયેચ કમ ઝયાદા તારો વિચાર.

અગર આ જરીરે છે સુંદર બુલંદ,
જેને તેં કીધીચ અંજુમનમા પસંદ. ૧૧૨૯

તોબી છે ઘટારત તુને સર બ સર,
કે શાહના દામાંનમાથી લે તું ગોહર.

ફરંગીસ સઊ ખુબસુર્તીમાં સર,
ન જગમાં એવા જોશે બોલો, ચહર.

છે કદમા [1]સરવથીબી ઊંચી ઝબર,
સિયાહ તાજ [2]કસ્તુરીનું જેને સર.

કે માહ સાથે સર્ખાવ્યે ત્યારે ચહર,
સિયાહ ઝુલ્ફ બે હોય માહાને અગર.



૧ સરવના ઝાડથીબી ૨ કાળા બાલનું.

સુંદરતાથી ઝયાદા છે દાંનેશ હુનર,
અકલ છે ગોયા તેંણી પાસે નફર.

ન તુરાંમા તુંજ જોડી તેંણી સિવાય,
બરાબરની તારી નહી કોઈ થાય.

અફ્રાસ્યાબથી માંગે તો રાસ્ત એ,
કયાં [1]બુત એવું કશ્મીરો કાબુલમા છે?

જો નામીગો શાહ તારો ખેશી થશે,
તખત, દબદબો, નુરમંદ થઇ જશે.

જો આપે હુકમ તો કરૂ વાત ખાસ,
વધારૂ ઇઝત એમ કરી તેની પાસ.

બોલ્યો સિયાવક્ષ જોઈ પીરાંનને,
ના છુપું રખાય રબના ફર્માનને. ૧૧૩૦

વિચારજ એવો આંસમાંનો છે આય,
તો આંસ્માના ભેદો સામે ના થવાય.

મગર હું જરીરેથી બહુ ખુશ છું,
નથી ચાહતો તેંણી સિવા કોઇને હું.

નથી તખ્તની, મર્તબાની, ઊમેદ,
ન ચાહતો ઝળકતી કોલાહ, કે ખુરશેદ.

કે સુખ દુઃખમાં સાથે રહીશું મગર,
ન તે સિવા ચાહવશ, પડે રંજ ગર.

પીરાંને કહ્યું કે તેને તો મગર,
હું સમજાવીશ તેની ફીકર તું ન કર.

તેને રાજી એ વાતમાં હું કરશ,
તેનાંજ હુકમથી તે તરફ મોંહ ધરશ.

[1] પુતળી.

એમાંજ છે ભલું કોઈ રીતે મગર,
નથી ઝયાન એમાં છે ફાયદો ઝબર.

કહ્યું સિયાવક્ષે ઓ ઝઈફ અક્‌લવર,
ટળે નાં સુખન, એ થવુંજ છે અગર.

તો જાંણે તે કર, તારાં કામે મગર,
આં ફરતો ફલકબી છે તારો નફર.

નહીં શું ફરશ પાછો ઈરાં મગર?
શું જોવશ ફરી નહીં કાઉસનો ચહર? ૧૧૩૧

શું ઝાલ, કે જે મારો પાલનહાર છે?
ને તહમતન મારો ખુશનુમા બાહાર છે?

શું બેહરામ ને શું ઝંગએ શાવરાન?
અને એ સિવા નાંમેવર પહલવાન?

શું એ સઊથી કાપવાની છે મારે આસ?
ને ઘર કરવું છે મારે તુરાંમા ખાસ?

તો થઈ બાપ, શાદી સરનજામ કર,
બધે વાત ઝાહેર ન કરતો મગર.

એ કહી કીધાં પાપણો પાણીથી તર,
સરદ હાય ખેંથી ભીતરથી ઝબર.

પીરાંને કહ્યું વખ્ત જોઈ મુદામ,
અક્‌લમંદ માણુસ સદા કરેચ કામ.

ન છુટશે તું ફર્તાં ફલકથી મગર,
કે છે જેથી બદલો, લડાઈ, ને મહર.

જો દોસ્તો હતા તારા ઈરાંમા ત્યાં,
ખુદાને તે સોંપી તું આવ્યો છે હ્યાં.

તારૂ ઘેર તો હુયાંજ છે આય વખ્ત,
ને હુમણાં તો છે બંધ ઇરાંનુ તખ્ત.

## પીરાંનનુ અફ્રાસિયાબની બેટી ફરંગીસને સિયાવક્ષને માટે માંગવું.

એટલું કહી તે પાસેથી ઉઠી ગયો,
તેની વધતી ઓછીથી વાકેફ થયો. ૧૧૩૨

તો ખુશ થતો આવ્યો તે દરગાહે શાહ,
ઊતર્યો નિંચે, આપી લોકોએ રાહ.

થોડો વખ્ત ઊભો તેની પાસે જે વાર,
કહ્યું નેંક ખ્યાલોનાં શાહે તે વાર.

શું કારણ? ઊભો પાસ તું એટલીવાર?
શું ગેતીમાં ખાહેશ છે, શું છે વિચાર?

છે મુંજ ઝર, ખઝાનો, સેપાહ, તારી પાસ,
નફો વધતો ઓછો મને તુંથી ખાસ.

જો હોય બેડીએ બંધી ખાના મેયાન,
જેના છુટાથી હોય મને દર્દો ઝેયાન.

તો ગુસ્સાથી, બંદથી, છોડાવી દઊ,
ને ગુસ્સો હવામાં ઉડાવી દઊ.

કમ ઝયાદા માંગી લે જેબી હોય ચાહ,
શું તલવારો, શું મોહોરો, તખ્તો, કોલાહ.

અકલમંદે પાછો દીધો એ જવાબ,
બેહાજત તુંથી હોજો ગેતી શીતાબ.

રહી આરઝુ કોઇ મારી નથી,
નોકર તારા કોઈબી ભીખારી નથી.

મારી પાસ છે માલ, ગંજો, સેપાહ,
તારાં બખ્તે, તલવારો, તખ્તો, કોલાહ. ૧૧૩૩

સિયાવક્ષથી લાવ્યો છું લાંબો પયામ
છુપો શાહના કાને પુગાડવા તમામ.

કહ્યુંચ, કેહેજે તુરાંની શાહ પાસે તું,
ધરાઉંચ નાંમની આસ, ખુશ દીલે છું.

બાપ જેવો ગોદમા તે પાલ્યો આં વખ્ત,
તેથીજ ફળો ખુશીનાં લાગ્યાં છે બખ્ત.

એમજ શાદી મારી કરી દે આં વાર,
છું ગમમા, ખુશીમા, હું તારેજ આધાર.

છે પર્દાની પાછળ તારા, બેટી એક,
મારાં તખ્ત ને મેહેલ લાયક દરેક.

જેને તેની માં કહેચ ફરંગીસ હાલ,
જો હોઊ તેંણી લાયક, તો થાઊ ખુશાલ.

થયો જીવે ગમગીન અફ્રાસિયાબ,
અને બોલ્યો આંખો કરીને [1]પુરાબ.

અગઉ મેં કીધીતી એ દાસ્તાં સહી,
થયો તો એ વાતે તું એકતાંન નહી.

બોલ્યો હતો મુંજ પાસે એક હોશમંદ,
જીવે, અકલ, દાનાઈ, ભર્યો બુલંદ.

૧ પાણીથી ભરેલી

કે અય નરે સિંહુના બચ્ચાંઓની [1]દાય,
કાંય રંજ ખેંચે છે જીવ ઉપર આય? ૧૧૩૪

કુશેશથી કરવા ચાહે છે પુર હુંનર,
થશે તે પ્રવીણ, તું થશે ફળ વગર.

જેવું બળ ધરાવશે લડઇનું અગર,
પ્રથમ નાખશે પંજો પ.ળનારા પર.

વળી બીજું એ કે દીલેરોની પાસ,
એ કાંમે નજુમી મોબેદોએ ખાસ.

સેતારાની ગંત્રી મારા બાપ પાસ,
કે એક પછી એક એવી કાઢીતી ખાસ.

કે તુર અને કોબાદના તોખમથી એક,
થશે શાહા ઈન્સાફ ભર્યો દરેક.

કે મારોજ નબીરો અજાયેબી ગર,
પમાડે, એવાં દુઃખો દેશે ઝબર.

સેપાહ, તાજો, તખ્તો, ખઝાનો, યકીન,
તમામ મુલ્ક, ગાદી, ને મારી ઝમીન.

તમામ હું થવશ નબીરાથી તબાહ,
ન પાંમશ તેના હાથે જગમાં પનાહ.

મુલક મારો લઈ લેશે તે આં ઝબર,
તેના કામે પુગશે બદી મારે સર.

યકીન હવે આવ્યું છે બોલોનું તે,
કે આસ્માન ફરતાંનો શું ભેદ છે? ૧૧૩૫

આં બંન્નેની ઔલાદે એક શાહરયાર,
થશે પયેદા જીતશે જે દુન્યાં અપાર.

[1] પાળનાર.

ન રાખશે જગા, ખેતી, મુલ્કે તુરાંન,
મારાંજ તખ્તથી પેહેલ કરશે નિદાન.

એવું હાથે કાં રોપવું જોઇયે શજર?
કે પાંનો ઇંદ્રાવણુ, ફળો હોય ઝહર?

આં કાઉસથી ને, તુખ્મે અફ્રાસેયાબ.
થી હોય તેઝ આંતશ કે યા [1]મૌજે આબ.

ખબર શું કે માયાથી ફરશે ઇરાંન,
યા પાકીઝા ચેહેરો ફેરવશે તુરાંન.

જાંણી ઝેહેર કાં પીવું જોઇયે અપાર?
નહીં સાંપનો ગણવો ખાલી ફુંકાર.

કે જ્યાં સુધી રેહેશે, હું રાખીશ અગર,
મને તે છે ભાઈની જગ્યા ઉપર.

જશે હયાંથી ઈરાન બાઝુ જે વાર,
સફરની તઈયારી કરશ એ શુમાર.

ખુબી સાથે મોકલશ તેના બાપ પાસ,
કે જેથી ખુશી થાય યઝદાંબી ખાસ.

પીરાંને કહ્યું કે ઓ શાહ નામવર,
એ બાબદથી દીલને દુખી તું ન કર. ૧૧૩૬

નજુમીની વાતોને નાં જો મુંદામ,
ધરી અકલ સ્યાવક્ષનો કર ઇન્તેઝામ.

જે પયેદા સિયાવક્ષનાં તુખ્મે થશે,
તે ગ્નાની, ને હોશ્યાર, ઠાવકો, હશે.

આં બેહુ ખાન્દાંનેથી એક તાજવર–
થશે, જે ઉઠાવશે ખુર્શેદ સુધી સર.

[1] દર્યાના મોજા.

થશે શાહ તે ઈરાં તુરાંનો તમામ,
અને લેશે બેહુ મુલ્ક જંગથી આરામ.

ફરીદુન અને તુખ્મએ કયકોબાદ—
થી, એ કરતાં નાંમો થશે નાં ઓલાદ.

જુદોજ ભેદ હોય આસમાંનો મગર,
તો કરશે ફીકરથી તે ઝયાદા ન મહર.

હશે જે થવાનું, થશે તે ઝરૂર,
પરહેઝ રેહેવાથી તે જવાનું ન દૂર.

નઝર કર મુંબારક છે કેવું આં કામ,
તું માંગ બખ્ત પાસે, તે મળશે તમામ.

કહ્યું પછી શાહે પીરાંનને મુંદામ,
ખુરઇ નથી, તુજ અક્લથી કીધે કામ.

કહુંચ તુંજ કેહવા, વિચારવા, ઉપર,
તું જા, ને ભલી મુરાદો પાર કર. ૧૧૩૭

પીરાંન વાંકો વળ્યો, ને નમ્યો અપાર,
ફર્યો પાછો, કીધી દોઆ બેશુમાર.

શીતાબીથી ચાલ્યો તે સ્યાવક્ષ પાસ,
હતું જેજે બન્યું કહયું તેંણે ખાસ.

સારી રાત બેઠા ખુશીમા તમામ,
ધોયો જીવના ગમને, શરાબે મુંદામ.

# સિયાવક્ષ સાથ ફરંગીસની શાદી.

કે ખુશીદે ફરતાં ફલકથી જો સર-
ઊઠાવ્યું મીસાલે સોનેરી [1]સીપર.
તો સરદાર પીરાંને બાંધી કમર,
ને બેઠો તેજી ચાલ ઘોડા ઊપર.
અને ચાલ્યો સ્યાવક્ષના મેહેલ પાસ,
વધઇ આપી દબદબો વધવાની ખાસ.
અને બોલ્યો કે થા તું આજે તૈયાર,
મેહમાનીમા શાહાની બેટીની અપાર.
જો દે હુકમ તો તેને લાયક અગર,
હું ખીદમત ને માટે આ બાંધુ કમર.
થયું દીલ સિયાવક્ષનુ ખસ્યાંનુ ગર,
પીરાંથી થયો શર્મ ભર્યો ચહર.
જમઇ હતો, બેટીને તેની મગર,
તે રાખતો મીસાલે આં દીલને જીગર. ૧૧૩૮
કહ્યું જા, અને કર જે ચાહે તે તું,
તું જાણેચ તુંથી મુજને છુપું છે શું?
એ સમજી ને ઘર તર્ફ ચાલ્યો પીરાન,
લગાડયાં એ કામે તુરત દીલો જાન.
અખંડ કપડાંની વખારોની લીધી-
કુંચી, ગુલશહરને પીરાંને દીધી.
વડીલ તે હતી બાંનુએ પહલવાંન,
હતી સ્ત્રી જે મશહુર રૈશન રવાંન.



[1] ઢાલ.

જે નાંદર હતી ચીઝ ખઝાને અપાર,
પસંદ કીધાં કસબી ચીની થાન હઝાર.
[1]તબક પોખરાજી, ફીરૂઝાની જામ,
ભરી કસ્તુરી ને અગરથી તમામ.
શાહી તાજ બે, ગોંહુરોના દરેક,
ને એરીંગો બે, હાર બે, સાંકળ એક.
હતાં સાઠ ઊંટ ગાલીચાના મુંદામ,
ને ત્રણ જોડી કસબી પોશાકો તમામ.
જે સઉ લાલ, ઝરથી, ભરેલાં ઝબર,
તરેહવાર જડયા ગોંહર જે ઉપર.
તથા ત્રીસ ઊંટ ભરી ચાંદી ને ઝર,
ને ખુંમચાઓ પાર્સી પોશાકોથી તર. ૧૧૩૯

ઝરીન તખ્ત એક, ચાર ખુર્સીઓ પણ,
ને પોખરાજી સોંનેરી જોડાબી ત્રણ.
ઝરીન કોલાહની બાંદી ત્રણસો હતી,
ને સો ખેશી નઝદીકના દોસ્તો અતી.
ઝરીન જામ સાથેના બસો ગુલામ,
ના માસે ગોયા મેહેલમાં તે તમામ.
સો કસ્તુરી, સો થાલ કેસરની, લઈ,
ને ગુલશહર બેહનોની સાથે ગઇ.
સોંનેરી અમારીએ રેશમની ઝુલ,
ગયાં હદયો લઇ ટોળેટોળાંઓ કુલ.
લીધાં બાંનુએ કરવા માટે નિસાર,
એક લાખ, ખેશીઓ સાથે દીનાર.

૧ પોખરાજની રકેબીઓ.

તેઓ લઈ ગયાં તે ફરંગીસ પાસ,<br>
ઝબાં તેંમણી આષિશ ભરી હતી ખાસ.

ઝમીનને ચુમી બોલી ગુલશહુર તે,<br>
કે ખુરશીદનો સાથી શુકર થાય છે.

કે રેહેજો આ જોડાણે મુલકબી શાદ,<br>
શાન્તિ, ને યોગ્યતા, રેહેજો આબાદ.

એણી તરફ પીરાંને અફ્રાસેયાબ,<br>
તૈયાર કીધું સ્યાવક્ષ માટે શીતાબ. ૧૧૪૦

દીધી બેટી પોતાની રસુમ મીસાલ,<br>
જેવી રીતે દીન ધર્મની હુતી ચાલ.

એ શાદીનાં સાક્ષીબી લેવઇ ગયા,<br>
વચન શર્તથી જેવા ફારેગ થયા.

તો પીરાંને પયગામ મોકલ્યો ખાસ;<br>
કે ગુલશહુર જલ્દી ફરંગીસ પાસ–

જઈ, તેને મોકલાવે શાહઝાદા પાસ,<br>
હસી કહયું તુરત ફરંગીસને ખાસ.

કે આજ રાતે મળવું ઘટે શાહાથી,<br>
તેનું તખ્ત સજવું ઘટે માંહાથી.

એમ બોલી સનગારી તેને તતકાલ,<br>
કસ્તુરીનાં બાલો સજ્યા તેને ગાલ.

નવા ચંદ્ર સમ ગઇ ફરંગીસ ખાસ,<br>
નવા તાજવર તે શા,હાઝાદાની પાસ.

ફરંગીસ ને તે શાહુઝાદો એક દીગર,<br>
બેઠાં, ગોયા દીસતાં તે માંહો મહુર.

જો સુર્ય ને ચંદ્રના જોડાયા હાથ,
તો બેહુ દીલો સંધાયા એક બીજા સાથ.
સિયાવક્ષે જોયો ફરંગીસનો ચહર,
ને માહાતાબને જોઈ પગથી તે સર. ૧૧૪૧

જોયું કદ્દ, સરવ ને જોયું મુખ, માહ,
સીના પર લટકતી બે ઝુલ્ફે સીયાહ.
બે ગાલો સરસ ગોયા ચંદ્રમા તે,
ગોયા તારા બાંમદાદના આંખ બે.
મોંઢુ મોતી ભર્યું અકીક જેવા લબ,
બની સાથી આવ્યો ગો શુક્ર અજબ.
ગોંહર પડતાં, મોઢાં ને હોટોથી લાલ,
સુખન બોલતી જેંણી ગોંહર મીસાલ.
આંદતમા ફરીશ્તો, ને [1]બુમાં અંબર,
માયા ભર્યાં દીલની, જીવે પુર મહર.
હતી તેમા એક ચીઝ બુરી નાં રતી,
પરી બેહેશ્તની ગોયા તેંણી હતી.
સિયાવક્ષ ખુર્શીદ ને તે માહા બસ,
દેખાતા કેવા સુર્ય ચદ્ર સરસ!
ખુશાલ હતાં એક બીજાં સાથે અપાર,
હરેક પળે વધતો તેઓનો પીયાર.
મુરગ઼, માહી, એક હફતો જાગ્યાં દરેક,
ખુશાળીથી બાકી રહયું કોઈ ન એક.
ઝમીન બાગ઼ થઈ હુયાંથી ત્યાં સુધી ચાર,
ખુશી ને રામેશગરના શોરે અપાર. ૧૧૪૨

૧ ખુશબોઇમાં.

થયો એ ઊપરબી એક હફ્તો પસાર,
કીધી શાહે તૈયાર ચીઝો અપાર.
કે ઘોડાઓ અર્બી, અને ગુસપંદ,
તમામ કોલાહ, બખ્તરો, ગુર્ઝો, કમંદ.
દીનારો, દીરમનીબી ઠેલી, મુંદામ,
કમી ઝેયાદા ચીઝો પોશાકો તમામ.
તે જગ્યાથી ચીની દર્યા તક મુંદામ,
ઝમીં શેહેરોના નામ લખ્યાં તમામ.
સો ફર્સંગ હતો દેશ લંબાઈમાં,
ન પારજ હતો તેની પોહલાઈમાં.
લખ્યું નામું રેશમને કપડે મુંદામ,
શાહી રસ્મથી, પાદશાહી તમામ.
મોકળ્યું સિયાવક્ષના મેહેલે તે શાહ—
એ, તખ્ત સોનેરી, ઝરીની કોલાહ.
કીધાં પછી ખાવાના અચવાનો ત્યાર,
જે કોઇ આવતા પાસ, દુરથી તે વાર.
તેને મળતા બાવર્ચી, ખુંમ્ચા, શરાબ,
કે ખાતા, ને લઈ જઈ શકાય શીતાબ-
તે લઇ પોતાને ઘેરે ફર્તા હતા,
ને પોતેબી મેઝબાની કર્તા હતા. ૧૧૪૩
ખોલાવી દીધા બંદીખાનાના દર,
નસીબ તેથી રાઝી, પોતે [1]શાદતર.
આવ્યો આઠમે દીન સિયાવક્ષ ખાસ,
પીરાં જંગી સાથે શાહાની તે પાસ.

[1] ખુશી ભર્યો.

કીધી બે જણાયે તે પર આફરીન,
કે અચે મહુરબાં પાદશાહે ઝમીન.
ઝમાનો છે ત્યાં સુધી રેહેજો અમર,
સદા તારો રેહેજો ઝમાનો નફર.
નથી સારી ગેતીમા તું જેવો શાહ,
તુંથી ફર્યો, જગમા નથી તેની રાહ.
ફર્યા ત્યાંથી પાછા બની તેઓ શાદ,
હતી વાતમા હર શહાનીજ યાદ.
ગયું સાલ એક પુર ઇન્સાફો મહર,
ફલક ફરતું ફર્યા કીધું રંજ વગર.
શહા પાસેથી આવ્યો એલચી તેવાર,
સિયાવક્ષ કણે નેંકી ભર્યો અપાર.
ખબર તુંજ પુછે નામવર શહરયાર,
કહ્યું તેંણે અય અફસરે નામદાર.
કંટાળ્યો હશે દીલે હયાંથી ઝબર,
રેહવા ઠીક જગે ચહાતો હોશે અગર. ૧૧૪૪
દીધાં છે તુને શેહેરો હયાંથી તે ચીન,
ફરી આવ ત્યાં તું અને જો ઝમીન.
જે શેહેરે તુને લાગે ઐશો આરામ,
કશી રીતની હાજત ન હોય જ્યાં મુદામ.
ખુશી આબાદીથી રહે ત્યાં ઝરૂર,
ખુશીથી ઘડી રાખતો દીલ ન દૂર.
સિયાવક્ષ તે વાતે થયો શાદમાન,
નગારાં કર્નાય ઠોકી બાંધ્યો સામાન.

કે હુથ્યારો, મોહોર, અને તાજો સેપાહ,
અને લઈ લીધો ગંજબી સાથે રાહ.

ને અંમારીઓબી સણગારી તમામ,
સ્ત્રીઓ માટે પર્દાઓ નાંખ્યા મુંદામ.

ફરંગીસને અંમારીમા રાખી પાસ,
ને અરબાબો લાધી ને ચાલ્યો તે ખાસ.

નાં પાછો ફર્યો તેથી જંગી પીરાંન,
મગર ગયો સ્યાવક્ષની સાથે નીદાંન.

ખુશી કરતા કરતા ગયા તે ખુતન.
થયું સર્વ નામદારોનું અંજુમન,

પીરાં નામેવરનું હતું તે શહર,
હતો કોઈબી વાતોનો ત્યાં કંઈ ન ડર. ૧૧૪૫

રહયો માહ એક તેનો મેહમાન પાસ,
વચન તેને દીધું'તું એ માટે ખાસ.

ધરાયો ન શાહ મોજથી એક દીવસ,
કદી મયે, તંબુરા, શીકાર, કદી બસ.

શુરૂ માસે "કુસના" થયા શોર સખ્ત.
કુંચ માટે મર્દાની બાંગોને વખ્ત.

ફર્યો પોતાની શાહી તર્ફ નીદાંન,
સેપાહ હતી પાછળ, ને આગળ પીરાંન.

આવ્યાની પડી શહરમાં જો ખબર,
શહા પાસે આવ્યા બુઝર્ગો મગર.

ઉઠયા ખુશ દીલે તે જગાથી મુદામ,
ને રીત મુજબ સણગારી જગ્યા તમામ.

તે શાહીમાં ઉઠયા પુકારો ઝબર,
ઝમીન ગોયા પોંહચી ફલકની ઊપર.

ઘોંઘાટ અને કર્નાયિના શોરે તમામ,
ગોયા કે આં દિલ ઉઠયાં ધડકી મુદામ.

પુગા કોઈ જગેહ કે જે આબાદ હતી,
સોહામણી, ને મુંબારક બુન્યાદ હતી.

એકક બાજુ દર્યા, અને કોહ ઝરૂર,
શીકારગાહા વસ્તીથી એક તર્ફ દૂર. ૧૧૪૬

હવા તાઝગીની, ને ધર્તી, ખુશાલ,
ઝમીન ઘાંસે દેખાતી ચિત્તા મીસાલ.

ઘણાં ઝાડો ને પાણી વેહતાં નિદાન,
થતાં દિલો બુદ્ઢાઓનાબી જવાન.

ઝબાં ખોલી સ્યાવક્ષે પીરાંન પાસ,
કેવાં મુલ્ક, જંગલ, આં ખુશનુમા ખાસ!

જગા એક કરશ હયાં હું સારી અગર,
કે થાય જેથી દિલ મારૂ રાઝી ઝબર.

વસાવીશ બોહળું હું અતરે શાહર,
કરશ બાગો અયવાં ને મોહેલો ઝબર.

ઈમારત કરશ ચંદ્ર સુધી બુલંદ,
શોભે તાજ, તખ્તો, ને આવે પસંદ.

પીરાને કહયું કે ઓ નેક અકલવર,
તુને ધ્યાનમા જેબી આવે તે કર.

જો આપે હુકમ તો તું ચાહે છે એમ,
ઈમારત કરૂ માહ સુધી પૂગે તેમ.

નથી ઝર, ઝમીનનો, કદી હું મોતાજ,
ઝમીન, વખ્ત, ચાહુતો નથી તારે કાજ.

કહ્યું સિંયાવક્ષે કે અયે નેક બખ્ત,
તુ ફળ લાવે છે બુઝર્ગીને દરખ્ત. ૧૧૪૭

મારો ગંજ, ખુબી, છે તુંથી તમામ,
તુને જોઉંચ હર જગે રંજની, મુદામ,

શહર એક વસાવીશ આં થામ પર,
અજબ લોકો રેહેશે જેનાથી મગર.

થયા પીરાં, સ્યાવક્ષ, હયેરત ઝબર,
જગા જોઇ દીલખુશ મુંબારક અગર.

## સિયાવક્ષનું ગંગદેઝ બનાવવું.

હવે ખોલું છું હું તવારીખનો [1]દર,
જુના વખ્તની શીરીં વાતોનો ગર.

હવે કહીશ એક હું અજબ દાસતાંન,
જે પર બોધ ધરજે, ને કરજે, ધીયાંન.

કહું છું હું ગંગે સિયાવક્ષનું બ્યાંન,
ને શેહેરોનું તેના જુનું દાસતાંન.

સેતાયશ તેને છે, કીધી જેણે જહાન,
છુપું કીધું જાહેર, જેણે બેગુમાન.

જે હસ્તી, ને નિસ્તી, જોનારો દરેક,
દરેક ચીઝ જોડી છે, યઝદાં તો એક.



[1] દરવાજો.

દોઆ હોજો તેના પયંમબર ઊપર,
તથા તેના સાથીઓ પરબી અગર.
નથી રેહેતા સાચ્ચાઓ ગેતી મેયાંન,
તો હયાં ઘેર કરવાનું છોડી દે ધ્યાંન. ૧૧૪૮

છે શાહોના શાહુના કહાં તાજો, સર ?
ગયા કહાં તે દાના, દીલેર, નાંમેવર ?
ગયા કયાં હકીમો પેલા વિદવાન ?
તવારીખો લખનારા મેહેનતું નિદાન ?
છે પુતળાંઓ કયાં ? ભર્યાં નાઝો, શરમ,
મધુર કંઠના, શબ્દવાળાં, નરમ.
છે કયાં ? [1]માળે રેહુનાર પાહાડે તમામ,
જેંણે નામ, કીર્તિથી, કાપ્યો આરામ.
છે કયાં ? જેનું અફ્લાકે લાગતુંતુ સર,
છે કયાં ? જે શીકાર કરતો ચિત્તા ઝબર.
છે ખાક તેના બીછાંના, ટકયા, મગર !
ભલો તે, ન, બી વાવ્યું નેંકી વગર.
થયા ધુળથી, જઈશું ધુળમાં મગર,
છે સઊ હયાં ગ઼મો, ડર, ભરૂસા, વગર.
ઘડ઼ો, યુકિત, જગમાં છે લેવું તમામ.
છતાંબી આંપણુ રહીયે ગ઼ાફીલ શું કામ ?
વિચાર કરતાં છાસટ વરષ આં જવે,
ફેરવ મોંહ હરીફાઇ રંજથી હવે
ઊભોચ હાથ લંબાવા ગેતી ઉપર ?
જ્યારે કંઈક સાથીતો પાંમ્યાચ ગુઝર. ૧૧૪૯

[1] માળામાં રેહેનારો ઝાલ

જશે તું બી, ને રેહેશે ગેતી [1]દરાઝ,
તું કેમ જાણી શકવાનો છે તેનો [2]રાઝ઼?
તારા ના થશે હાલ તેમણા સમાન?
સમજ એક પુરાણું ઝરા દાસતાન.
જહાંન ખાલી થઈ નાંમાઓથી તમામ,
મુંકેચ લોભનું તાજ માથે શું કામ?
ને જે વખ્તે કે ગેતીમાં દાદ હતી,
તમામ ગેતી તે લોકે આબાદ હતી.
ગયા લઇ તેઓ શું બોહુળી જહાનથી?
ખઝાના, મહલ, તાજો, અ઼યેવાનથી?
સમજ તું હવે ગંગ દેઝનું બયાન
એ દાસ્તાં ઉપર કર તું ઉંડુ ધેયાન.
કે સ્યાવક્ષે જેને વસાવ્યું હતું,
જેમાં કષ્ટ ભારે ઉઠાવ્યું હતું.
જે એક મહીનાની રાહે દર્યાએ ચીન
છે બેનામની હાલમા તે ઝમીન.
મુંકી દર્યો, આવેચ પછી બેયાબાન
જ્યાં બેઆબ જંગલ દેખાએચ નિદાન.
એબી છોડ઼ી આવે છે આબાદ શહર,
જે શેહેરે મળેચ ચીઝો સર્વે મગર. ૧૧૫૦
પછી આવે છે પાહાડ઼બી એક ઝ઼બર,
છે ગંત્રીથીબી તે વધારે ઉપર.
આં ગંગદેઝ઼ છે તેજ કોહોને મેયાન,
જે સાંભળવા તુને નથી કાંઈ ઞ઼ેયાન.

૧ લાંબી. ૨ ભેદ.

ઘેરાવો છે કોહનો સો ફર્સંગ ઝબર,
ઊંચઇથી તેની થાયેચ ઝાંખી નઝર.
ગમે ત્યાંથી ચઢશે, નથી રાહ મગર.
કારણ ચોતરફથી છે સરખો ઝબર.
પોહળાઈ કોહની બત્રીસ ફર્સંગ તે,
જે હર જગે પત્થરની દીવાલ છે.
"[1]જો પાંચ મર્દબી પાંચ ફર્સંગ પર",
કરે જંગ રાહમાં ઉભા રહી ઝબર.
તો એક લાખબી પાસ આવે ન યાર,
કે બખતર, ને પાખરના, ઘોડે સવાર
પછી એની, દેખાશે બોહળું શહર,
મહલ, બાગ, મૈદાં, ને કયારીથી, તર.
હમામોં ને, નદી, ને નેહેરો, તે શહર,
સુગંધ, નાચ, રંગ, હર ગલીએ ઝબર.
શિકારે ભર્યો કોહ, ને હરણોથી વન,
શહર જોતાં ગમશે જવા ના તદન. ૧૧૫૧
જોશે ટેકરાઓએ કરતા ગુઝર
શું મર્ઘાઓ રાંણી, શું મોરો, તીતર.
ગરમમા ગરમ, સર્દમા સર્દ નહી,
બધે ખાણી, ખુશી, ને આરામ, સહી.
ન જોશે દુ:ખી કોઇ શેહેરે શખસ,
ગોયા બેહેશ્તનો એક છે બાગ બસ.
તેના પાણી રોશન, લેહઝતદાર છે,
મુલક, ને મીનો, ગોયા બાહાર છે.

[1] એટલે એકક ફર્સંગે એકકો મરદ ઉભો રહીને

પોહુળી ને લાંબી ત્રીસ ફર્સંગ થતી,
જે ફારસીના માપો મીસાલે હુતી.

ફર્સંગ દોઢની છે તે કોહની ઊંચાઈ,
મરદબી જે પર ચઢતાં થાકે છે કંઈ.

કયેં પાહાડની ટોંચ પરથી નજર,
જગા નહીં જણાંતી એથી ખુબતર.

ગયો ત્યાં સિયાવક્ષ જોઈ બુલંદ,
કીધી તેને તુરાં ઝમીથી પસંદ.

તેને નામ પોતાનું દીધું તેવાર,
અને ત્યાં વધારી દીધી એક દીવાર.

ચુના અને પત્થરથી બાંધી તમામ,
બીજી ચીજ નાખી, નથી જેનું નામ. ૧૧૫૨

ઊંચાઈ હાથ સોથી વધારે મુદામ,
અને તેની પોહુળાઈ પાંત્રીસ તમામ.

જતાં નથી તીરો, ગોફણ, એટલે દૂર,
જગા તુને જોઇયે જોવી તે જરૂર.

તેને કોઈયે આંખે જોઈ નાં હુશે,
તે કેહનાર કવિ ઊપર ગુસ્સે થશે.

કીધી તે જગા ઉપર મેહનત તમામ,
મોટઈ, તખ્ત, અને તાજ, માટે મુદામ.

કે રળીઆમણું કીધું તેને તેજ વાંર,
શેહેર, તે જગે એક આબાદ યાર.

કીધા મેહેલો, અયેવાં, ને મૈદાંનો, સખ્ત,
તમામ ઝાડો રોપી દીધાં તેજ વખ્ત.

ગોયા બેહેસ્ત કીધી જગો તે શીતાબ,
કીધાં લાલા, સુંમ્બુલો, નર્ગેસ, ગુલાબ.
બનાવ્યું તેને લાયક સર્વે અપાર,
ઈમારત કીધી ખુબી સાથે તૈયાર.

## સિયાવક્ષે ભવિષ્યનાં બનાવ વિષે પીરાન સાથે વાત કરવી.

કે એક દીન સિયાવક્ષ અમીરી ખવાસ.
તે, ને પીરાન જંગી, વેસેનો ખાસ.
જગા પેલી જોવા ગયા બેગુમાન,
થતો જેને જોવાથી બુઢઢો જવાન. ૧૧૫૩
સજેલી ખુશી ખુરરમીથી મુદામ,
હરેક જગે માલમતાથી ગંજ તમામ.
તે શાહનશાહી બેઠકને કીધી પસંદ
અમીરી મકાં, મહેલ શાહી, બુલંદ.
હતા ખુશ જગાથી તે ફર્તા જેવાર
સિયાવક્ષ હતો દીલથી ગમગીં તેવાર.
નજુમીઓને શાહે પુછયું મગર,
કે હયાં જો વસાવેલું છે એક શહર.
જેથી વધશે દબદબો, ને મારૂ બખ્ત,
યા તે કરવેથી પડશે પસ્તાવું સખ્ત.

કહયું ત્યારે ગેતીના શાહને તેવાર,
સબકતો નથી એનો પાયો લગાર.

નજુમીથી સમજી ગુસ્સામાં શીતાબ,
કીધું દીલ દુઃખી, બની આંખો પુરઆબ.

લગામ તેણે ઘોડાની કીધી નરમ,
ને આંખોએ વર્સાવ્યાં પાણી ગરમ.

કહયું ત્યારે પીરાંને અય શહરયાર?
શું છે કે એવો થયો ગ઼મગીં અપાર?

દીધો જવાબ કે આં બુલંદ આસમાન,
કીધુંચ જેણે દીલ દુઃખી, ગ઼મગીંન જાન. ૧૧૫૪

ગમે એટલો હદયો જમાઊંચ મુંદામ.
સજેલો ખઝાનો, ને મેહેલો, તમામ.

મગર મળશે શત્રુને આંખર નિદાન,
કચડશે મને પગ તળે આંસમાન.

જગા નથી ગંગદેઝ જેવી જહાન,
નથી શેહેર દીલખુશ એવું નિદાન.

મદદ હતી યઝદાંના નુરની અપાર,
હતી અક઼્લમંદી, ને કીસમત, બેદાર.

જેથીજ મેં વસાવ્યું એવું એક શહર,
પૂગાડયું છે [1]પર્વીન સુધી જેનું સર.

હજુરબી કરૂચ ભેગાં એમાં હું કામ,
ને સુંદરમા સુંદર બનાવુંચ તમામ.

થશે જ્યારે ખુશનુમાં જગ્યા તૈયાર,
બુલંદ ચીઝોના ઢગ થશે ઠારે ઠાર.

૧ એ નામનો સિતારો

તો રેહવશ નહીં શાહ તરીકે મગર,
ને બેસશે આવી કોઈ મેહેલ્લે દીગર.

નહીં હું, કે નાં મારૂ ફર્ઝંદ શાદ,
ન કોઈ નામી પહલવાંન મારી ઓલાદ.

નહીં રેહશે ઝીંદગાની લાંબો આં વખ્ત,
ધરાયો છું અયેવાંનો, મેહેલોથી, સખ્ત. ૧૧૫૫

થશે મુંજ મહલ તખ્તે અફ્રાસેયાબ,
કુઝા બેખતા કરશે મુંજ પર શેતાબ.

બુલંદ આંસમાંનો એવોજ ભેદ છે,
કભી ખુશ, ગમગીં, કભી રાખે તે.

પીરાંને કહયું કે અરે નાંમદાર,
ના લંબાવ દીલથી બેહુદા વિચાર.

નિગેહબાં છે આફતમા અફ્રાસેયાબ,
તુજ આંગળીએ છે મોહોર શાહી શેતાબ.

હુંબી જ્યાં સુધી જાન છે મારે તન.
કરશ નાં કુશીશ તોડવાને વચન.

કદી ના દેવશ તુને ઇજા થવા,
ના લાગવા દેવશ બાલનેબી હવા.

સિયાવક્ષ બોલ્યો કે અય નેકનામ !
નથી જોતો નેંકી સીવાએ તું કામ.

છે મુંજ ભેદ સર્વે તુને આશકાર.
તું છે તનદરૂસ્ત, ને વળી હોશીયાર.

કરૂચ રબના ઝળકાતથી હું ખબર,
જે ભેદ ઊંચાં આંસમાનો જાનુંચ ઝબર.

થશે શું તે કહું છું તુને બ્યાનથી,
પ્રથમ તો હું જઇશ મેહેલ અયેવાનથી. ૧૧૫૬

જુવે વાત બનતી, ન કેહેતો મગર,
કે સ્યાવક્ષને થઇ કેમ પેહેલે ખબર?

એ પેહેલવાંન પીરાન તું અકલવર,
ઊઘાડ કાન આં બોહુળી વાતો ઊપર.

વખત નાં ગુઝરશે હુવે કંઈ અગર,
કે હોશ્યાર દીલ, શાહુના હાથો, ઉપર.

મરશ બેગુનાહુ કૃરતાથી ઝબર,
બીજો આવશે તાજ, ને તખ્ત, પર.

વચન, ખ્યાલ, રાખશે ખરા તું મુદામ,
મગર જુદી ખાહેશ ફલકની તમામ.

ચુગલખોરોની વાતથી બુરે બખ્ત,
બદી બેગુનાહુ આવશે માથે સખ્ત.

ખબર તે જશે જલ્દી ઈરાનમાં,
ને કોઈ આવશે પુછવાને તુરાનમાં.

ઇરાંનો, તુરાં, વાત ફેલઈ જશે,
કીનાં માટે ઝીંદગી અકારી થશે.

ભરાશે બધી ગેતી જંગથી ઝરૂર,
થશે ગેતી કીનાની તલવારે પૂર.

ઘણા લાલ, પીલા, સેપાહો મગર,
ઈરાંથી, તુરાં, જોશે ઝુંડા ઝબર. ૧૧૫૭

જશે માલ, અને લુંટફાટો થશે,
સજેલો ખઝાનો વિખેરાઇ જશે.

મુલક ઘોડાના પગ નિચેથી જશે,
છુંદઈ, પાણી નદ્દીના ગંદાં થશે.

કે પોતાના કામોથી શાહે તુરાન,
ને પોતાની વાતે થશે પશીમાન.

નહીં આવશે તેની પશેમાની કામ,
આબાદ દેશ બનશે ઉજડ તે ઐયામ.

ઇરાંનો, તુરાંમા, પુકારો થશે,
મારાં ખુને ગેતી ઉઠલાઈ જશે.

એવુંજ લખ્યું દાદારે આસ્માંન પર,
તેના હુકમે ઉગશે, જે વાવ્યું અગર.

કે આવ ખાઇયે પીજીયે ખુશી સાથે યાર,
જશું, વખ્ત આવશે જવાનો તેવાર.

કાં બાંધે છે દીલ ચંદ ગેતીમા યાર?
ખુશી ગંજથી કાં? દુખે કાં પુકાર?

ખઝાનો બીજો કોઈ વાપરશે યાર,
તો દુશમનને પાળે છે કાં શહરયાર?

સમજ્યું પીરાં અકલમંદે જેવાર,
તો દુઃખ, રંજ, વિલાપે, કીધો વિચાર. ૧૧૫૮

કે જો એ કહે છે તે હોય રાસ્ત ગર,
ન હોય એમા ખોટું કસુંબી મગર.

તુંરામા એને ખેંચી લાવનારો હુંજ,
ને કીનાના બી જગમા વાવનારો હુંજ.

તુરાંન ખેંચી લાવ્યો છું વેઠીને રંજ,
તથા મેંજ સોંપ્યો છે દેશ, તાજ, ગંજ.

કીધો શાહાની વાતે નહીં મેં વિચાર,
જો કે તે તો કેહુતો મને વાર વાર.
તે સાચો હતો, જો સમજ્યું મેં આય,
કશું ના કહયું તેંણે રાસ્તી સિવાય.
પછી કીધો માયાથી દીલમા ખેયાલ ?
શું ફર્તાં ફલકની રસમથી, ને ચાલ ?–
થી, આં ભેદ ખુલ્યો હશે દીલ ઊપર !
ઝરૂર યાદ આવ્યું છે ઈરાં અગર !
ને કાઉસ, તથા તેનું પાદશાહી તખ્ત,
સુખી દહાડ઼ા યાદ આવ્યા હોશે આં વખ્ત.
તમામ રસ્તે ચાલી એવીજ વાત ખાસ,
થયું દીલ એ વાતે ઘણું નાંસીપાસ.
કીધું દીલ પોતાનું એ વાતે ખુશાલ,
મગર નાં કીધો અક઼લમંદીથી ખ્યાલ. ૧૧૫૯
નિચે ઘોડાઓથી ઊતર્યા જેવાર,
તો એ વાતે દમ બાંધી લીધો તેવાર.
કીધો ત્યાર સોંનેરી સુફરો શીતાબ,
બોલાવ્યા તંબુરા, ગવૈયા, શરાબ.

## અફરાસિયાબનું પીરાનને મુલ્કોમાં મોકળવું અને સિયાવક્ષે "સિયાવક્ષગેર્દ"નું બનાવવું.

---

રહ્યા એક હફતો એવી રીતે શાદ,
અને કીધી દુન્યાંના શાહોની યાદ.

આવ્યો આંઠમે શાહનો પયેગામ ખાસ,
તુરાંની સેપાહના તે સરદાર પાસ.

ચુંટી જંગીઓમાથી લશ્કર તમામ,
ને જા ચિનના દર્યા તરફ તું મુંદામ.

કે જા ત્યાંથી હીંદી ઝમીન સુધી યાર,
ને કર ત્યાંથી સિંધી નદીને પસાર.

ને ખંડણી હરેક મુંલ્કથી ભેગી કર,
ફેલાવ ફઓજ ખાઝરના મુલ્કો અંદર.

તોપહલવાં ને દરવાઝે ઉઠયા પુકાર,
ધ્રુંજી ધર્તી ઢોલ નગારાંથી અપાર.

જમી ફઓજ ચોતર્ફથી તેની પાસ,
લડાયક સેપાહ થઈ ગઈ એક ખાસ.

આવી ફઓજ પીરાં,ની દરગાહ જેવાર,
તો શાહાના હોકમ મુંજબ ચાલી તેવાર. ૧૧૬૦

ખઝાંનો સિયાવક્ષની પાસે અપાર,
કે ઘોડાઓ સણુગારેલા, ને દીનાર.

જતી વેળા છોડી ગયો તે ખુશાલ,
ચલાવી સેપાહ, ચાલ્યો હોકમ મીસાલ.

અફ્રાસ્યાબથી સાંઢણીનો સવાર,
આવી લાગો રાતે, ગોયા કે અંગાર.

માયા ભર્યું નામું એક સ્યાવક્ષ પાસ,
નુરી આંસમાં સમ લખેલું તે ખાસ.

ગયો જ્યારથી તું, ખુશી ગઈ તમામ,
અંદેશાથી ખુશ નથી દમભર મુંદામ.

છતાંબી ગમે તુને તેવી તમામ,
જગો તારી શોધીચ તુરાંમા મુદામ.

તું છે તે જગા હોય ખુશનુમા ગર,
અને તારૂ દીલ હોય ત્યાં ગ઼મ વગર.

છતાં છોડી તે દેશ, પાછો તું ફર,
ને શત્રુના માથાં ઝમીનદોસ્ત કર.

સાંમન બાંધી સર્દાર ચાલ્યો તેવાર,
ફર્માવ્યું એવી રીતે શાહે જેવાર.

કે લાલ બાલની ઉંઠડી એક હઝાર,
સાંમન જે પર લાધી લીધો તરેહવાર. ૧૧૬૧

દીરમ, ગંજ, લાઢયાં સો ઉંઠો ઊપર,
ને દીનારો ચાળીશ ઉંઠોએ ઝબર.

ઇરાં, ને તુરાંથી, ચુંટેલા સવાર,
લીધા દસ હઝાર તેગ઼ના મારનાર.

કે આગળ તે લશ્કરની હદયો યકીન,
અંમારી ને સંણગારેલી નાઝનીન.

કે શાહી પીરોઝા, ને યાકુત, મુંદામ,
તથા તાજ, ગોંહરની સાંકળ, તમામ.

શું અંબર, અબીર, કસ્તુરી, ને અગર,
શું રેશમની ગાદી, ને કપડાં, સુંદર.
શું મીસ્રી, ચિનાઈ, પારસનો, ઝબર,
લીધો સર્વે સાંમાન ત્રીસ ઉંઠ પર.

ખુશીના બાહાર તર્ફ કીધાં જો સર,
તે સર્દારે, ને લશ્કરે, નામવર.
આવી તે જગે અને લંબાવ્યો હાથ,
પોહળી લાંબી રાખી બે ફર્સંગ સાથ.

અયેવાંનો, મૈદાંન, અને મેહેલો, ઝબર,
બનાવ્યાં ખેતરો, ને બાગો, સુંદર.
વસાવ્યું શાહર બેહેશ્ત જેવું શીતાબ,
મેદાંને કીધા લાલા, સુંમ્બુલ, ગુલાબ. ૧૧૬૨

ચિતાર્યા અયેવાંનોમા નામી ચિતાર,
શું શાહોના, મહેફીલના, જંગના, અપાર.
શહા કાઉસનીબી સબી તાજદાર,
ગોરઝ, બાઝુબંદ, તખ્તની, પાડી યાર.

તેનાં તખ્ત પર રૂસ્તમે પીલતન,
તથા ઝાલ, ગુદર્ઝ, અને અંજુમન.
બીજી તર્ફ અફ્રાસેયાબો, સેપાહ,
શું પીરાન, ને શું ગર્સીવઝ, કીનાખાહ.

ઈરાંન, ને તુરાંનમા, ચર્વાયું નિદાન,
બુઝર્ગોની વચ્ચે, એનું એજ બ્યાન.
હરેક ખુણે ગુંમ્બદ બનાવ્યા ઝબર,
ઉઠાવ્યાં જેના આસમાં સુધી સર.

રામેશગરો બેસીને લેતાંતાં તાન,
ને ચોકીઓ કરતા દીલેર પહલ્લવાન.

કે રાખ્યું જેનું "સિયાવક્ષગેર્દ" નામ,
હતાં શેહેરથી તે બધાં શાદકામ.

## પીરાનનું સિયાવક્ષની નઝદીક પાછું આવવું અને તેનું અફરાસિયાબની નઝદીક જવું.

આવ્યો હીંદ અને ચિનથી જો પીરાન,
રોનકદાર શેહેરનું તે ચાલતું બ્યાન.

કે વખણાયું તુરાંમાં સિયાવક્ષગેર્દ,
જેનો પાયો નાંખ્યો હતો [1]રોઝેએર્દ. ૧૧૬૩

પીરાંને તે નાંમી શહરની જેવાર,
સુની વાત હર કોઈને હોટે તેવાર.

શું બાગો, ને ખેતર, ને મેહેલો, અયવાન,
શું પાહાડો, શું જંગલ, નદીઓ, મેદાન.

તુરત આવ્યો, કે જોઉ શાહે અગર,—
શુંશું કીધું છે, આં જગે નાંમેવર.

હતા જેબી કોઇ કે લાયક તે કામ,
શકે બેસી મહેફીલે સાથે તમામ.

અકલમંદ, જંગી, મરદથી હઝાર,
લીધા જતી વખ્તે ચુંટીને તેવાર.

[1] અર્શેશવંગ રોઝે.

તે જગ્યે જે વારે કે આવી રહયો,
સેપાહ સંગ સ્યાવક્ષ લેવા ગયો.
પીરાંન જયારે સ્યાવક્ષની પાસે ગયો,
તો જોઇ દુરથી તેને પ્યાદો થયો.

આવ્યો જંગી હાથીથી સ્યાવક્ષ નિચાન,
ને થઈ પ્યાદો દાબ્યો બગલમા નિદાન.
ફર્યા તેઓ તે શેહેરની આસપાસ,
અગઊ જે હતી વાડ કાંટાની ખાસ.

તમામ મેહેલો, ને સર્વ અયેવાંનો, બાગ,
ઝળકતા ચોતર્ફી, ગો રોશન ચેરાગ. ૧૧૬૪

હરેક જગે સરદાર ફર્યો પીરાંન,
દોઆ કીધી સ્યાવક્ષ ઉપર બેગુમાન.
ને બોલ્યો અગર દબદબો, કયાંની નુર,
કે દાંનાઈની સાથે ન હોતે ઝરૂર.
તો કેમ એવી જગ્યા બનાવી હતે?
સરસ એવી જગ્યા, ઊભી કેમ થતે?

કયાંમત સુધી રેહેજો કાયમ નિશાન,
દીલેરો, ને ગરદનફરાઝો, મિયાન.
બેટાનાં બેટા એમ થજો શાહ બુલંદ,
મોટાં મનના ગેતીના શાહ ફતેહમંદ.
તે ખુશ શેહેરનો ભાગ જોઈ રહયો,
ને સ્યાવક્ષના બાગ, અને મેહેલે, ગયો.
કે ત્યાંથી ફરંગીસના મેહેલે ગયો,
ખુશી ખુર્રમી ને ઊલટમંદ થયો.

સાંમી લેવા ગઇ શાહની બેટી તે વાર,
ને મનથી કીધો દીનારોનો નિસાર.

ને બેટી જરીરેબી ખુર્શીદ સમાન,
કસ્તુરીનાં બાલ, કદે સર્વે રવાન.

પીદર પાસ ગઈ, પોતા સાથે મુંદામ,—
કમી ઝયાદા બાંદીઓ, લઈને તમામ. ૧૧૬૫

બેસી તખ્તે પીરાં, જગા જોઇ મુંદામ,
તથા બાંદીઓ જોઈ ઊભેલી તમામ.

તો તેંણી ઊપરબી દોઆ કીધી ખાસ,
ને ગેતીના યઝદાંની કીધી સેપાસ.

ખુદાની મહરબાંની ચાહી તમામ,
બનાવનારા ઊપર એવું આં મુંકામ.

શુરૂ કામ ખાણાંનુ કીધું શીતાબ,
બાવર્ચીઓ, ખુંમચા, ને સાકી, શરાબ.

ગુઝાર્યો એક હફતો, શરાબ ધરી દસ્ત,
કબી રાઝી, ખુશદીલ, કબી રેહેતા મસ્ત.

દીવસ આંઠમે રાહાથી ઓવેલો પાસ,—
મુંકયો સર્વે હદયો તે, જેવો કે ખાસ.

ખદંગી ઝીનોના ઘોડાઓ, દીનાર,
લગામો, ઝરીન ઝુલ, ચિત્તાની યાર.

ફરંગીસને તાજ, અને એરીંગ મુંદામ,
ગોંહરોની બાંગડી, ને સાંકળી તમામ.—

આપી, અને ચાલ્યો ખુતનમા તે ખાસ,
કીધો ખ્યાલ ત્યાંથી જવા શાહ પાસ.

 ૧ ચાલતાં સરવનાં ઝાડ જેવી.

આવ્યો શાહ પોતાનાં મેહેલે જેવાર,
ઝનાનખાનાના કીધાં પોતે દીદાર. ૧૧૬૬

કહયું ગુલશહરને આં બેહેશ્ત ખુશી નું,
ન જાણયું, જોયું, માલીએ રોપ્યું શું.

ખુશી ભરી જગ્યા જુએ આવી એ,
જોયા પછી સમજે ઝરૂર એમ તે.

કે ખુશાળી ભર્યું બેહેશ્ત એજ છે,
જ્યાં દાંના, અને પસંદ કીધેલો તે.

ગો સુર્ય, મુબારક તે તખ્તે સરોશ,
છે સ્યાવક્ષ દબદબાનો પુર હોશ.

ખુશીથી તું એટલી કરી લે સફર,
અને જઇ ને જો તું સિયાવક્ષનું શહર.

એથીબી છે શેહેરનો ધણી નેંક અપાર,
ગોયા પુર્વ દીશાને રોશન કરનાર.

ફરંગીસનો જોશે, પ્રકાશો દમામ,
સુરજ પાસે પુનેમનો ચંદર તમામ.

તેની બાદ ત્યાંથી અફ્રાસ્યાબ પાસ,
ગયો, ગોયા પાણી ઉપર વાહાણ ખાસ.

કીધેલું હતું જે, કહયું આવી તે,
ને લાવ્યો હતો મુલ્કોમાથીબી જે.

કીધી જંગ હીંદ મુલ્કમાં શું ખબર,
ને કેમ ખાકમા નાખ્યાં શત્રુના સર. ૧૧૬૭

પછી કેહેવા લાગો સિયાવક્ષનું કામ,
હતું જેબી જોયું, કહયું તે તમામ.

પુછ્યું શાહે સ્યાવક્ષનાબી કામથી,
તખત, તાજથી, શહુરથી. ધામથી.

પીરાંને કહ્યું કે બહેશ્ત ખુશ તર,
જોયું જેંણે માહ અહીંબેહેશ્તે અગર.

તેબી જાંણેના, કીયું બેહસ્ત ને શહર,
ને કોણ સુર્ય, સર્દાર કોણ, નાંમેવર.

સિયાવક્ષે કીધીચ જગો એક બુલંદ,
પડે આદમી પાક ને, જે પસંદ.

કદાચ આપી હોશે સરોશેજ ખબર,
વસાવ્યું જેથીજ એવું સુંદર શહુર.

શહર આંય જોયું છે મેં જેહાનમા,
ન જોયું એવું ચીન તુરાનમા.

કે પાણીઓ વેહેતાં, ને બાગો, એવાંન-
થી, ભેલઈ ગયાં ગોયા અકલ, રવાંન.

ફરંગીસનો જોયો મેહેલ દુરથી,
ચમકતો ગોંહરોનો ઢગ નુરથી.

અગર બેહેસ્તથી આવે ઉતરી સરોશ,
ન હોય એવો દબદબો, ડાહપણ, ને હોશ. ૧૧૬૮

ન હોય ગેતીમા ખોડ કાઢવા સમાન,
તો દેવ ખોડ કાઢવાની તજવી નિદાન.

નિતી, દબદબાનો, જમઈ તારો જે,
તારાં કામ, દીલ, ખુશી, લાયકનો છે.

બીજુ મુલ્ક બે, જંગમા જોશમાં-
થી, આવ્યા છે બેહોશીથી હોશમાં.

તું સાથે રહો, એ રીતે જાવેદાન,
દાંનાવોના દીલ, સર્દારોના ધેયાન.
તે વાતે ખુશી શાહ થયો તેજ પળ,
કે આશાની ડાળીએ આવ્યું છે ફુળ.

## અફ્રાસિયાબનું ગર્સીવઝને સિયાવક્ષની નઝદીક મોકળવું.

કહયું ગર્સીવઝને તેંણે દાસતાન,
ના રાખ્યું છુપું, સમજેલું તે બયાન.
જા સ્યાવક્ષગેર્દ તું ખુશાળીથી ખાસ,
કેવી છે જગા, જો ફરી આસપાસ.
છે દીલ બાંધ્યું સ્યાવક્ષે તુરાંન પર,
ન ઇરાં,ની તે યાદ કરતો મગર.
છોડયાં છે તેંણે જ્યારે તખ્તો કોલાહ,
ને ગુદર્ઝ, બેહરાંમ, કાઊસ, શાહ.
નથી ઝાલના જોતો રૂસ્તમને સહી,
કુહાડી, ગોરઝ, હાથ ધરતો નહી. ૧૧૬૯
ફરંગીસના મેહેલો કીધા છે બુલંદ,
બુઝર્ગીથી રાખી છે તેને આનંદ.
જગા જે હતી કાંટાઓની અપાર,
કીધું શહર ત્યાં, ગોયા ખુરરમ બહાર.

સરેતાજ જો જઇને તેનું આ વખ્ત,
તથા ફીરૂઝા ને હાથીદાંતનું તખ્ત.
ન બોલતો વધુ, જુવે તખ્ત ઊપર,
મગર તે ઊપર કરજે શાહી નઝર.
શીકારો, શરાબમાં, ને કોહો, મેદાન,
તું પાસે જમેલી સભાઓ મેયાન.
શરાબોની જાંમ હાથમાં હોય જેવાર,
ને બેઠા હોય પીને ખુશીમાં તેવાર.
ઈઝ્ઝત દેજે ઉમ્રા અમીરોની પાસ,
સીફ્ત ગાઈ વડપણુથી દેજે તું ખાસ.
તૈયાર એક હદયોબી કરજે બુલંદ,
દીનારો, ને ઘોડા, ને તાજ, કમરબંદ.
ચીની કપડાં રેશમના, ગોંહરનું તખ્ત,
ગુરઝ, તેગ, મોહોરો, બાઝુબંદ સખ્ત.
તમામ, પુખરાજો ને ઝરનો નિસાર,
તરેહવાર ગોંહરો કીંમતી અપાર. ૧૧૭૦
ગલીચાઓ. ખુશબુઓની કંઈક ઝાત,
ને આવે ખઝાનાથી જે કંઈ કે હાત.
ફરંગીસને માટેબી હદયો તમામ,
સીફ્તની ઝીબાં સાથે લઈ જા મુદામ.
ખુશી અને હસ્તો હોય મેઝબાં અગર,
તો બે હફ્તા રેહેજે તે ખુશનુંમા શહર.
નઝર કરી ગર્સીવઝે નાંમદાર,
તુરાંની હઝાર લીધા નાંમી સવાર.

કીધા ચુંટી કાઢેલા એકઠા સવાર,
સિયાવક્ષગેર્દ ચાલ્યો જલદીથી યાર.
એ સમજી શિયાવક્ષ આવ્યો તે રાહ,
ગયો દોડતો સાંમો લઇને સેપાહ.
ધર્યા એક બીજાને બગલમા ઝબર,
સિયાવક્ષેબી પુછી શહાની ખબર.
આવ્યા તે જગાએથી અયેવાં તમામ,
ઊતારાનું સ્યાવક્ષે કીધું મુંકામ.
આવ્યો ગર્સીવઝ બીજે દીને સહવાર,
હદયો, ને પેગામ, શાહનો લાવ્યો તેવાર.
સિયાવક્ષ, શાહનાં તે સર્પાવ પર,
ખીલ્યો બાહારનું ફુલ, કરીને નઝર. ૧૧૭૧
કદમ તેઝ ઘોડાએ બેઠો તેવાર,
પૂઠે અંજુમનના ઇરાંની સવાર.
શેહેર અને મોહલ્લાઓ ત્યાંના તમામ,
બતાવી ને ફર્યા મેહેલને મુકામ.
પવન સમ સિયાવક્ષની પાસે જઈ,
સવાર એક આવીને દીધી વધઈ.
સેપાહના પેંહેલવાંની બેટીથી નેક,
નુરી ચંદ્ર સમ બેટો આવ્યો છે એક.
મુબારક "ફરૂદ" નામ રાખ્યું અપાર,
પીરાને સમજ્યું સિયાહ રાતે જ્યાર.
સવાર બીજા સાથે મને તે વખત,
કહયું દે વધઈ શાહઝાદાને તરત.

તેમજ કીમતી બાળકની માતા અપાર,
જરીરે બુલંદ બાંનુઓની સરદાર.

આરામગાહથી નોંકરને દીધું ફર્માન,
કે હાથ બોળો બાળકના કેસર મેયાન.

પૂઠે નામાની છાપ લઇ એનો ખાસ,
મુરાદે પુગેલા જા સ્યાવક્ષની પાસ.

ને કેહજે ગમે છું હું ઝેયાદાબી સાલ,
મગર કીધી યઝદાંએ મુંજને ખુશાલ. ૧૧૭૨

કહયું સિયાવક્ષે બુઝોર્ગોનું તખ્ત,
આં બચ્ચાંથી ખાલી ન રહો કોઈ વખ્ત.

ને કાસદને દીધાં દીરમ બેશુમાર,
થયો જેથી ખેંચતા તેને તે બેઝાર.

બોલ્યો ગર્સીવઝ સમજીને શુભ બયાન,
કે જોડયો થયોચ શાહનો આજે પીરાન.

ફરંગીસના મેહેલે ગયા તેઓ શાદ,
દીધી તેનેબી આં વધાઇની યાદ.

ફરંગીસને જોઇ હાથીદાંતોને તખ્ત,
ફીરોઝાનુંબી તાજ માથે તે વખ્ત.

ને બાંદીઓ સોનેરી કોલાહની ખાસ,
ઉભીતી મહારૂખો માહાતાબ પાસ.

નઝર ગઇ ફરંગીસની તેપર જેવાર,
ગયો જીવ તનમાથી ગોયા તે વાર.

નિંચે તખ્તથી આવી કીધો નિસાર,
પુછયું શેહેર, ને શાહ માટે, અપાર.

મગઝ, દીલે, ખાધો ગર્સીવઝના જોશ,
ફરી ગયાં રીતભાતો ને તેનો હોશ.

કહયું દીલથી સાલ એક વિટશે સહી,
તો સ્યાવક્ષ કોઇનેબી ગણુશે નહી. ૧૧૭૩

એનીજ પાદશાહી, એનીજ તખ્ત ગાહ,
ઝમી, મુલ્ક, ગંજ, ને થશે આં સેપાહ.

ઝાહેર ના કીધો તેંણે દીલનો હેવાલ,
રહયો ખીજવાયલો, અને પીલા ગાલ.

કહયું ફળ તુને મળ્યું છે રંજથી,
તમામ સાલ ખુશદીલ રહો ગંજથી.

ગોઠવ્યાં મહલમાં સુંનેરી બે તખ્ત,
ખુશાલ દીલે બેઠા તે પર નેંક બખ્ત.

રામેશગરો સાથે સાકીઓબી ખાસ,
આવ્યા તુર્ત ગોંહર જડીત તખ્ત પાસ.

તંબુર, બીન, રાગોનાં, શોરો બુલંદ,
ખુશાળીથી દેતાતા દીલને આનંદ.

## સિયાવક્ષનું ગર્સીવઝ સાથ દડી રમવું અને તેનું લડાઇના હોનર બતાવવું.

નુરી સુરજે ભેદ ખોલ્યો અગર,
ને ચો તર્ફ દેખાડયો પોતાનો ચહર.

તો સ્યાવક્ષ મેહેલેથી આવ્યો મેદાન,
રમત માટે ઘુંમ્યો મેદાને નિદાન.
આવ્યો ગર્સીવઝ ને દડી ફેંકી જ્યાર,
દડી પુઠે સરદાર દોડયો તેવાર.
દડી લાકડીમાં ધરી તેંણે જ્યાર,
હરીફે ધરી ખાકે મયેદાં તેવાર. ૧૧૭૪
દડી લાકડીથી તેની ગુમ થઇ,
ગોયા આંસમાને લીધી ખેંચી લઇ.
દડી મયેદાં ઉપર પડી બીજી વાર,
તો કયાંની તુખમનો ત્યાં પુગો સર્દાર.
બીજી વાર મારી જો ચઉગાનથી,
કીધાં જુદાં તન તુર્કીના જાનથી.
દીલેરો ને જંગીઓએ દડી પાસ,
દોડાવ્યા ચારો તર્ય ઘોડાઓ ખાસ.
ઝડપથી બાહાર બંધે લશ્કર પડી,
ચઢાવી ભવાં લાગા રમવા દડી.
દીલેરોએ કીધી મેદાંને સુરત,
દડી લઇ ગયા તુર્કીઓથી તુરત.
થયો ઇરાંનીથી સિયાવક્ષ ખુશાલ,
થયો એક આઝાદી સર્વ મીસાલ.
કહયું તેંણે ગોઠવવા ઝરીન તખ્ત,
કરો જંગ, નેઝાંથી, મયેદાં આં વખ્ત.
બેઠા બંધે સર્દારો ઝરરીન તખ્ત,
જોવા લાગા જીતે છે કોંણુ આય વાખ્ત.

ગોયા ગર્દ મયદાંને દોડયા સવાર,
નામ માટે ધસ્યા ધરી નેઝા યાર. ૧૧૭૫
એકજ જગે પહુલવાંનો આવી રહુયા,
ઈરાંની તુરાંની ભેલાઈ ગયા.
બોલ્યો ગર્સીવઝ કે અરે શહુરયાર!
હોનરમંદ અને શાહોથી યાદગાર!
કે બુન્યાદે હુંનર છે તારા ઝબર,
છે લાયક, તુર્કીને બતાવે હુંનર.
કમાં, તીરથી, નોંકે નેંઝાથી, યાર,
હુંનર તારો બતલાવ તું થોડીવાર.
સુની મુકયો સ્યાવક્ષે છાતીએ દસ્ત,
બેઠો તખ્તથી ઝીન પર તેજ વખ્ત.
બાંધ્યા પાંચ બખ્તરો એકક ઉપર,
એકજ બખ્તરે થાકે માણુશ, ઝબર.
ગોઠવ્યાં તેને મયેદાં તર્ફે મુંદામ,
સેપાહ જેને જોવાને લાગી તમામ.
લીધો નેઝો શાહી સિયાવક્ષે યાર,
હતો જે પીદરથી તેના યાદગાર.
કીધી જંગ હતી જેથી માઝંદરાન,
કીધાતા શીકારો સિંહોના નિદાંન.
તે નેઝો ધરી હાથ ચાલ્યો મેદાન,
લગામ ફેરવી મસ્ત હાથી સમાન. ૧૧૭૬
મારી નેઝૈ બખ્તર ઉઠાવ્યા બુલંદ,
વીંધાયા તે બખ્તરના ગાંઠો, ને બંદ.

બધાં સાથે નેઝા ઉભો કીધો ખાસ,
સહુલ્લથી તે બખ્તરો ફેંકયાં ચોપાસ.
દીલેર ગર્સીવઝ સાથે લઈને સવાર,
કે લઈ લાંબો નેઝો ને દોડયો તે વાર.
ઘુંમ્યા પાસે બખ્તરની તેઓ નિદાન,
ન બખ્તરનો ગાંઠ એક ખુલ્યો મેદાન.
સિયાવક્ષે ગીલાંનની ઢાલોબી ચાર,
ને પોલાદી બે બખ્તરો આબદાર.
કમાં, તીરો, માંગ્યા ખદંગીઓ પણ,
છ કંમરે ખોસ્યા, લીધા હાથ ત્રણ.
કીધો ઘોડો તેઝી, ચઢાવી કમાન,
જોતી ફોજ ભારી ત્યાં ફરતી નિદાન.
કે ઢાલો તે ચાર, બંધે બખ્તરો પર,
ફેંકયા તીર શાહઝાદાએ નામવર.
દસે તીરે વિંધ્યાં તે સઉને મુંદામ,
દોઆ કીધી ઝઇફો જવાંને તમામ.
ન વિંધ્યા વગર રહયો એકબી મુંદામ,
જેથી લીધું સઉ કોઈએ યઝદાંનુ નામ. ૧૧૭૭
બોલ્યો ત્યારે ગર્સીવઝ અયે શાહરયાર,
ઈરાં કે તુરાંમા ન તુંજ જોડીદાર.
કે આવ તું, અને હું, આં મયદાનમાં,
ઊતર્યે બેહુ ફઓજ દરમ્યાનમાં.
કે એક બીજા ધર્યે કમરબંદ હાલ,
લડાયકો બે હોય, જંગી મીસાલ.

ન મુંજ જેવો તુર્કીમા છે કોઈ મુંદામ,
ન ઘોડોબી જોશે ઘોડામા તમામ.

ઈરાની સેપાહમાં તારો જોડીદાર,
હરીફ નથી યા તારી ઊંચઈનો યાર.

હવે જો હું ઝીન પરથી ઉંચકી અને,
આસાંનીથી પટકું ઝમીને તને.

તો કરશે કબુલ કે તુંથી હું ઝબર,
છું મર્દીમા ઝયાદા તુંથી પુર હુનર.

ઝમીન પર પટકશે મને તું અગર,
તો ઊતરશ ન કોઈ દીન લડાઈ અંદર.

કહયું સિયાવક્ષે ન બોલ એમ આય,
તું છે સિંહ લડાયક, અમીરબી કેહવાય.

તારો ઘોડો છે મારા ઘોડાનો શાહ,
મુંજ આઝરગોશસ્પ છે તારી કોલાહ. ૧૧૭૮

તું જો તુર્કીમાંથી સીવા તારા યાર,
લડે મુંજથી, નહીંકે કીનાનો વિચાર.

બોલ્યો ગર્સીવઝ કે અરે નાંમજોય,
રમત અમથી કરવામાં હાંણી શું હોય.

કહયું સિયાવક્ષે ન એ વાત સહી,
હું પોતે તુંથી લડી શકતો નહી.

ઊતરેલા બેહુ જંગે મયેદાં અંદર,
ગુસ્સા ભર્યા હોય, ચાહે હસ્તા ચહર.

બીરાદર આં ગેતીમા શાહનો છે તું,
કે નાલ નિંચે લાવનારો માહનો છે તું.

તું કરશે હુકમ તે બજાવશ અગર,
ન તોડશ વચન, ને વિચારો, મગર.
બોલાવ જંગી સિંહુ દોસ્તોમાંથી મગર,
બેસાડ ચાલ તેઝી આ ઘોડા ઊપર.

મારે જંગ કરવી તું ધારેચ અગર,
ને ધુળ નિચે લાવવાં અમીરોનાં સર.
કુશીશ હું કરશ જેથી લાગે ન લાજ,
મને, તું શહા નામેવર પાસ આજ.

હુસી પડયો ગર્સીવઝે નામવર,
તેની વાતે આવ્યો ખુશીમા ઝબર. ૧૧૭૯

કહયું તુર્કીઓને એ ઊમ્રા તમામ,
છે કોણને ઇચ્છા, કરવા ગેતીમા નામ?
તે એક જંગ માટે સિયાવક્ષની જાય,
નિચે લાવે અફસર અમીરોનો આય.

કીધા હોટ બંધ સઊએ સમજી શીતાબ,
મગર દીધો "ગોર્વીઝેરેહે જવાબ.
હું તૈયાર છું જંગ કરવા ઝબર,
હરીફ તેનો કોઈ નથી જો અગર.

સિયાવક્ષે, ગોર્વીઝેરેહનાં સુખન–
થી, અબરૂ ચઢાવી કીધું મોંહ કઠન.
બોલ્યો ગર્સીવઝ કે અરે શહરયાર,
ન ફ્એોજે દીલેરોમાં છે જોડીદાર.

તો બોલ્યો સિયાવક્ષ તુને છોડી ગર,
બુઝર્ગોની જંગ તુચ્છ જાણુંચ મગર.

એવા જોઇયે ચુંટવા દીલેરો બે સાથ,
જે મયેદાનમાં મેળવે મારેથી હાથ.
હતો [1]મીર, નામે દમુર ત્યાં દીગર,
તુરાંમા ન કોઈને હતું એવું બર.
સુની વાત સ્યાવક્ષની ધ્રુંવા મીસાલ,
કીધી આવી જંગની તૈયારીઓ હાલ. ૧૧૮૦
ફરવા લાગા ગોર્વી, દમુર, બેહુ જણ,
તો જંગ તર્ફ મોં કીધું સ્યાવક્ષે પણ.
ને ગોર્વીઝેરેહના કમરબંદ પર,
મારી હાથ પકડી કડીઓ ઝબર.
જીનેથી ઉઠાવીને ફેંકયો મેદાન,
ન કામ રહયું ગુર્ઝો, કમંદનું, નિદાન.
દમુર તર્ફ ફર્યો પછીથી જેવાર,
ધરી છાતી, ગરદનબી ઝોરે અપાર.
તેને સેજે જીનથી ઉઠાવ્યો અધર,
અજબ થયા જોઇ દીલેરો ઝબર.
સંભાળી ને લાવ્યો ગર્સીવઝની પાસ,
મુરગ઼ એક લાવ્યો અગર હોય ખાસ.
નિચે ઘોડેથી આવી ને ખોલ્યા દસ્ત,
ને જઇ બેઠો હસ્તો તે સોંનેરી તખ્ત.
થયો ગર્સીવઝ તેથી ગુસ્સે ઝબર,
તેનું દીલ ગ઼મગીં, અને ઝર્દ ચહર.
ઝરીન તખ્તથી ગયા અયેવાં અંદર,
સનિની ચઢયા ગોયા ઊંચાઈ પર.

1 અમીર.

## ગર્સીવઝનું પાછું ફરવું અને તેનું સિયાવક્ષ માટે ફરેબ કરવું.

લઈ બેઠા એક હફતો તંબુર શરાબ,
મુબારક કદમ નાંમદારો શીતાબ. ૧૧૮૧
થયા આઠમે દીન જવાને તઈયાર,
છતાં ભેદ પાંમ્યોતો સ્યાવક્ષ અપાર.
મોકલ્યું શહા પાસે નામુંબી એક,
ભર્યું નમ્રતા ખયેરખાઈ દરેક.
અને તેને દીધો પછી કંઈક માલ,
ગયા શેહેરે આબાદથી સઊ ખુશાલ.
તેઓ એક બીજા કરતા વાતો ઘણી,
ઝમીં, મુલ્કની, શાહ હુનરમંદ તણી.
કીનાખોર ગર્સીવઝ બોલ્યો એ ત્યાં,
કે બદ બખ્ત ઇરાંથી આવ્યું છે હયાં.
તેડયોચ શાહે, ઈરાંથી એક મર્દ ગર,
કરેચ આપણુને શર્મના ખુંને તર.
દમુર, અને ગોર્વી, બેહુ મસ્ત શેર,
કે છે જેઓ ભારી લડાયક દીલેર.
છે હલકા, ને ધીકકાર ભર્યા, લાચાર,
કે હાથે એક નાંપાક દીલના સવાર.
તો વાતોબી વધશે હવેથી ઝબર,
ન [1]કારે શહાનું દીસે ધડ, કે સર.

[1] શાહાના કામનું.

એવીજ રીતે દરગાહે અફ્રાસેયાબ,
ગયો, ના કીધો કાંઈ આરામ ખાબ. ૧૧૮૨

તુરાની સેપાહના તે સર્દાર પાસ,
ગયો કે પુછી શાહે વાતોબી ખાસ.

તો દઈ નામું વાતોબી કીધી તમામ,
જે વાંચ્યું, ને હસ્યો થયો [1]શાદકામ.

નઝર કીધી ગર્સીવઝે નાંમદાર,
કે શાહાના છે ગાલો ખીલેલા અપાર.

દીલે દર્દ, કીનાથી, પુર થઈ ગયો,
જે વારે કે ખુરશીદ નમતો થયો.

અફ્રાસ્યાબથી પાછો ફર્યો જેવાર,
કીધી તેઝી કીના, કપટમા, અપાર.

કાઢી રાત રંજે થયો રોઝ પાક,
કીધો ચાક રાત્રીનો કાળો પોશાક.

કીના ખોર મર્દે તે કીધો ન ખાબ,
અને આવ્યો નઝદીકે અફ્રાસેયાબ.

જગા કીધી ખાલી પરાયાથી યાર,
કીધી બેસી વાતો અને કંઈ વિચાર.

બોલ્યો ગર્સીવઝ કે અરે શહરયાર,
છે સ્યાવક્ષના રીત, કામ, ન્યારાં અપાર.

આવેછે શાહા કાઊસથીબી પેગામ,
છુપા, હરઘડી તેની પાસે તમામ. ૧૧૮૩

વળી રૂમ, ચિનથી, મળે છે પયામ,
ને કાઊસની યાદેજ ઉઠાવે છે જામ.

1 ખુશી ભર્યો.

જમાવીચ વળી તેંણે ભારે સેપાહ,
થશે દુઃખી અંચિત તું જાંને શાહ.

થતે તુરનું દીલ નહીં પુર ગ઼મ,
તો એરચ ઊપર તે ન કરતે સીતમ.

બે ગોંહરો એક આગ ને બીજું આબ,
ધરેચ દીલે જે એક બીજાંને શીતાબ.

કરે છે ફોકટ તેને જોડવા વિચાર,
હવાબી છુપી રાખવાને અપાર.

અગર હું બદી આં છુપાવતે તમામ,
તો જગમા થતે આં બુરૂ મારૂ નામ.

એ કામે દુઃખી દીલ શાહનું અપાર,
થયો ગ઼મગીં ઊંધા ઝ઼માનાથી યાર.

કહ્યું મુજ ઊપર તારૂ, સગપણને કાજ,
દોડે છે આં દીલ તારૂ મુંજ તર્ફે આજ.

દીવસ ત્રણ એ કામે વિચારો કરી,
વધુ કર્યે એ વાતોની ખાતરી.

ને ઠીક ઉતરે અક઼લમાં એ કામ ગર,
તો ખોલજે તું ગુંચવાયલો ડોરો ઝ઼બર. ૧૧૮૪

દીવસ ત્રણ તો અક્કાસેયાબે મગર,
કીધો ચારો આંતશ ને પાણી ઉપર.

આવ્યો ગર્સીવઝ઼ ચોથે દરગાહ ઉપર,
કમરબંદ તંગ, ને કોલાહ મુંકી સર.

તો તુરાંના સર્દારે બોલાવી પાસ,
કીધો કામે સ્યાવક્ષનાં મન્સુબો ખાસ.

કહયું કે પશંગના તું અચે યાદગાર,
છે ગેતીમા કોણુ તું સીવા મારો યાર.

તમામ ભેદ ખોલવો ઘટે તું ઊપર,
પુગેચ ધ્યાંન શું, જો વિચારી મગર.

તે બદ ખાબથી દીલ થયું મું જ ગ઼મી,
મગ઼ઝ શકિતબી કંઇક થઈ છે કમી.

નથી બાંધી સ્યાવક્ષની જંગે કમર,
ન તેથીબી મુજને પુગુ ખ઼યાન ગર.

સલાંમ કીધી તખ્તે બુલંદને જેવાર,
તો પોચો મુંજ માયામાં અ઼કક઼લનો તાર.

ફેરવ્યું ન મુજ હુકમથી સર લગાર,
કીધી નેકી તેનાથી મેંબી અપાર.

મેં સોંપ્યો તેને મુંલક ને મારો ગંજ,
ન મેં યાદ કીધો કશો ગ઼મ કે રંજ. ૧૧૮૫

વળી લોહીથી તેને બાંધ્યો તમામ,
ઇરાં નો કીનો દીલથી છોડયો મુદામ.

ન કુંમળાવ્યો ગંજથી, ને ફ઼ર્ઝંદથી, ચહર,
તેને સોંપી કીંમતી બે આંખો મગર.

ભલાઇ પછી, ને આં સો રીતના રંજ,
ફ઼ીદા કરતાં મુલ્કો, ને તાજો, ને ગંજ.

જો તે માટે બુરૂ વિચારૂ મુંદામ,
તો ગેતીમા ચર્ચા થશે આં તમામ.

બદીનું નથી જોકે બાંહનુ મગર,
થોડીબી બદી તેને પોંહચે અગર.

તો સર્દારો ખોલશે મારી પર ઝબાન,
થવશ ઝુંડો ચર્ચાનો, ગેતી મેયાન.
પસંદબી ન રબને એ પડશે મુંદામ,
તથા ગેતીના બુઝર્ગોને તમામ.
નથી સિંહના દાંતોથી કોઈના ઝબર,
નથી જેના દીલમા કે શમ્શીરનો ડર.
દુઃખી તેનું બચ્ચું બને છે લગાર,
તો દુખથી કરે છે તે જંગલને ખ્વાર.
ઈઝા દઈશું જો બેગુનાહને ઘણી,
પસંદ કરશે કેમ મેહેરો માહનો ધણી. ૧૧૮૯
નથી ધારતો એ સિવા કાંઈ ખાસ,
કે હયાંથી રવાંના કરૂ બાપ પાસ.
થશે તખ્ત, મોહોરોની, ઇચ્છા અગર,
હયાં દાવો ન કરશે ઝમીન મુલ્ક પર.
બોલ્યો ગર્સીવઝ કે અરે શાહરયાર,
ન ગણુ તુચ્છ, આં કામ ભારી અપાર.
અગર જો તે અતરેથી ઈરાં જશે,
ઝમી, મુલ્ક, આપણનો વીરાં થશે.
જો થાય તારો ખેશી, બેગાંનો મગર,
ને કમ ઝયાદા ભેદ તારો જાણે અગર.
તો તેનાથી રેહેજે નિગેહદાર તું,
રેહેજે રાત દીન ચેતી હોશ્યાર તું.
જાંણી લેશે રીતભાત તારી અગર,
ગમે ત્યારે કરશે બદ્દી જાન પર.

ન તું જોશે તેથી સિવા ગ઼મો રંજ,
કે ધુળ કરશે ખાંનદાંન, નામો, ને ગંજ.

કહયુંચ રહબરે, દાસતાં કોઇ યાર,
કે ખટપટ જો ઘરની પડે કોઈ બાહાર.

તો ચારો તેનો નહીં થતો બેગુમાન,
બદી જો ન ચાહે તો નસીહત આં માન. ૧૧૮૭

તેનો ચારો શકશે કરી કેમ યાર?
સમજ વાત અયે ગેતીના શહરયાર.

નથી જોતો? ચિત્તાને પાલનાર સહી,
પળેલાથી દુઃખ, જંગ, સીવા જોતો નહી.

સુની વાત અફ્રાસીયાબે જો એ,
તો ઠીક લાગી ગર્સીવઝની વાત તે.

તે પસ્તાયો અક઼લને કામે મુંદામ.
પોતાનું કીધું, ધાર્યું ઊધું તમામ.

દીધો જવાબ હું આંય વાતે મગર,
નથી જોતો જડ, કે નથી જોતો સર.

રહીયે ચુપ, એ કામે ફ઼રતું સેપહર–
શું ખોલે છે એ વાતે પોતાનો ચહર.

છે હર કામે તેઝીથી તો ઢીલ સરસ.
જવા દે એ વાતે થોડો વખ્ત, બસ.

જોઈયે શું હુકમ છે તે રબનો અગર,
છે કોંણુ તર્ફ઼ આંસ્માન ફ઼ર્તાંનો ચહર.

તેડીશ તેને દરબારમાં બીજીવાર,
ને જોઈશ કે શું ભેદ છે તેનો યાર?

૧ ખુશી ભર્યો.

સંભાળે તેની હુંજ બસ છું મુંદામ,
જતાં વખ્ત ખુલ્લું થશે એ તમામ. ૧૧૮૮

કશી આવશે તેની લુચ્ચાઈ બાહાર,
નાંચારે થવું પડશે ઘાતકી અપાર.

પછી કોઈ નહીં દેશે ઠપકો મગર,
નથી બદનો બદલો બુરાઈ વગર.

બોલ્યો ગર્સીવઝ તેવારે કીનાખાહ,
કે અયે દાના દીલ રાસ્ત બોલનાર શાહ.

સ્યાવક્ષ પાસ દબદબો હથ્યાર છે.
પરાક્રમી હાથ, ગુર્ઝ, તલવાર, છે.

નહીં આવશે દરગાહમા તે બેસેપાહ,
સિયાહ તુંપર કરશે તે ખુર્શીદો માહ.

નથી તે સિયાવક્ષ, જોયો.તો તેં શાહ,
હવે તો છે આંસ્માને તેની કોલાહ.

ફરંગીસનેબી તું ઓળખશે નહી,
નથી કોઈથી મોતાજ ગેતીમા રહી.

તારી ફઓજ તે તર્ફ ફરશે તમામ,
પશુ નહીં, તો ભર્વાડ હોય શું મુદામ.

સેપાહ જ્યારે જોશે એવો શાહ અગર,
અક્લ, બક્ષેશો, ભર્યો નુરી, ચહર.

ન ગણુશે તુંને પાદશાહ તેઓ ગર,
તેનું તખ્ત મેષ, તારૂ મીનની ઉપર. ૧૧૮૯

બીજું શેહેરે આબાદથી સર બ સર,
બહેશ્ત જેવી જગ્યા, કીધેલીથી ગ ર–

તેડી હયાં, ને કહે મારો થા તું નફર?
ને હલકઈ ને અંધારે રીવ્યા તું કર?
ન હાથીથી સિંહની જોડી કોઇયે જોઈ,
ને આતશ હોય પાણી ઉપર તેજ કોઈ.
હોય બચ્ચું સિંહનું પીધા દુધ વગર,
તેને કપડે રેશમી છુપાવે અગર.
ઉછેરે તેને પાઈ શીરો શકર,
હમેશાં તેને પાલે છાતી ઉપર.
જશે ઝાત પર મોટું થઈ તેજ વખ્ત,
નહીં ડરશે હાથીના હુમ્લાથી મસ્ત.
પડયું સંકટોમાં દીલે નાંમદાર,
થયો ગમ, અંદેશાથી, દુખી અપાર.
કહયું કરવો જોઇએ એ કામે વિચાર,
ન તેઝી કરે કોઇ એ વખ્તે યાર.
ઉતાવળથી ધીરજ ભલી છે અપાર,
કે શેવટ જીતે છે ધીરજ રાખનાર.
નથી કોઈ ગણતું ઉતાવળયું સર,
કહયુંચ એક ડાહયાએ એ વાત પર. ૧૧૯૦
પવન કબી હળકાઇએ ફુંકતે ન ગર,
તો મળતે પગો, હાથ, ચેહેરો, મગર.
નથી પાંમતો હલકાં ભેજાંનો માન,
ગો હોય ઊંચા સર્વ જેવો પહલવાન.
બેચેનીની વાતે હતા હોટો પૂર,
ભરઇ ગયાં દીલ જુને કીને ઝરૂર.

ભુરા ખ્યાલનો ગર્સીવઝ નાબકાર,
શહા પાસે આવતો હતો વારવાર.
ખરૂ ખોટું બોલતો તરેવાર જે,
ઉસ્કેરતો દીલે શાહે તુરાંને તે.

## અફરાસિયાબનું સિયાવક્ષને લાવવા માટે ગર્સીવઝને મોકળવું.

ગયો એ ઉપર વખ્તબી કંઈ ઝરૂર,
થયું શાહનું દીલ દર્દ કીનાથી પૂર.
કે સર્દારે કીધા, દીવસ એક ઝરૂર,
બેગાના હતા તે જગે તેને, દૂર.
બોલ્યું દાસતાં ગર્સીવઝની આં પાસ.
કીધું કામ સ્યાવક્ષનુંબી યાદ ખાસ.
કહયું કે જવું જોઇયે તુને તુરત,
ને રેહવું જોઇયે તે તરફ બહુ વખત.
ખબર પુછ, અને કેહે, જઈ જશનગાહ,
શું ચાહતો નથી કરવા અતરે નિગાહ? ૧૧૯૧
મારૂ દીલ ધડકેચ મયાથી સખત,
ફરંગીસને લઇ આવ હયાં એક વખત.
ઊમંગ છે મને તારાં દીદારની,
હુનરમંદ જીવ તારા હોશ્યારની.

શીકારે છે પુર કોહ, હમારા તમામ,
લઈયેચ દુધ, દારૂની, પોખરાજી જામ.

ગુઝારેં થોડો વખ્ત તો બેસી શાદ,
જો આવે તુને શેહેરે આબાદ યાદ.

તો ફરજે તું પાછો ખુશીથી બુલંદ,
શરાબ, જાંમ, કીધાં છે કાં હમથી બંદ?

ને છોડ ક્યાંની તાજો, તખતનો, ઠરાવ,
કમર તંગ બાંધી હમો પાસે આવ.

દગાબાઝ ગર્સીવઝ બન્યો તૈયાર,
કીના ભર્યાં સર, દીલે કપટી, અપાર.

આવ્યો જ્યારે શેહેરે સિયાવક્ષ પાસ,
સેપાહથી ચુંટયો તેઝ બોલનારો ખાસ.

કહયું જા, ને સ્યાવક્ષને કેહજે મગર,
કે અય નાંમદાર તુખ્મએ નામેવર.

સરો જાંનથી શાહે તુરાં સેપાહ,
સરો જાંનથી તાજે કાઊસ શાહ. ૧૧૯૨

કસમ, મારે માટે ન છોડતો તું તખ્ત,
ના આવતો લેવા સામો રાહમા, આ વખ્ત.

તું મુંજથી છે ઝયાદા અકલ, બખ્તમાં,
તોખમ, દબદબામાં, કોલાહ, તખ્તમાં.

તો કેમ બાંધે હલકાઓ માટે કમર?
ને શાહી જગા છોડી આવે અગર.

જો પોંહચ્યો તે કાસદ સિયાવક્ષ પાસ,
જોતાંજ તેને ચુંમી ઝમીં તેંણે ખાસ.

કહયો ગર્સીવઝનો જેવારે પયામ.
તો સ્યાવક્ષ થયો દુઃખી દીલથી તમામ.

ને કીધો તે દાંનાવે લાંબો વિચાર,
કહયું દીલથી, છે ભેદ એમા અપાર.

તે નેકખાહ ગર્સીવઝે નહીં જાણું હું!
કહયું હોશે મુંજ માટે દરબારે શું?

દર્ગાહ સુધી ગર્સીવઝ આવી રહયો,
કે મેહેલથી તે પ્યાદો ગલી તક ગયો.

બગ઼લગીર થયા ત્યારે તે એક દીગર,
દોઆ઼બી પછી કીધી શાહની ઉપર.

સફરની અને પુછી શાહની ખબર,
તખત, તાજની, ને સેપાહની, ઝબર. ૧૧૯૩

તો સર્દારે તુરાંનો દીધો પયામ,
જે પયગામે ખુશ થયો સ્યાવક્ષ તમામ.

દીધો જવાબ કે તેને ખાતર મગર,
ન તેગે઼ પોલાદથી હટાઉં ચહર.

જવા હમણાં બાંધુ છું કંમર તમામ,
ને બાંધુચ લગામથી હુ તારી લગામ.

મગર રોઝ ત્રણ બાગ઼માં ઝરનેગાર,
આં રહીયે શરાબોના દઓડે઼ અપાર.

ભરી દર્દ, રંજ, પાંચ, ત્રણની, જહાન,
છે હયેફ઼, ગ઼મગીં જેમા જીવે જે નિદાન.

સુની વાત શાહ અ઼ક઼લમંદની જેવાર,
ખાધો પેંચ ગર્સીવઝે કીનાદાર.

કહયું દીલથી કે સાથ મારી જો રાહ,
અગર આવે સ્યાવક્ષ નઝદીકે શાહ.
તો શેરમર્દીથી, દાંનાઇથી, નિદાન,
કચડશે તે પગ નિંચે મારી કમાન.
કીધી વાતો મારી, થશે ઝાંખી ખાસ,
ખુલ્લી મારી યુકિત થશે શાહા પાસ.
જેથી તાલ કરવી ઘટે મારે એક,
સુજે એને બદ રાહા દીલમાં દરેક. ૧૧૯૪
ઉભો ચુપ, તે વખ્ત થોડો મગર,
બે આંખે જોવા લાગો સ્યાવક્ષનો ચહર.
પીળાં આબ આંખોથી પાડી લીધાં,
બે આંખ ભરી પાંણીએ, ફીતુર કીધાં.
આંસુથી ભરી આંખ સિયાવક્ષે જોઈ,
કે ગુસ્સાંથી જેમ પેંચ ખાએ કોઇ.
કહયું નર્મીથી રે! એ ભાઈ છે શું?
શું છે એવો ગમ કે નથી કેહેતો તું?
કે ખફગીથી શાહે તુરાં, ની અગર,
જો કીધી હોય તેં દર્દથી આંખ તર.
તો હમણાજ આંઉ છું હું તારી સંગ,
કરૂચ ફઓજે તુરાં, ના શાહાથી હું જંગ.
ને જોઊ કે દુઃખ દે છે શું કામ આંય?
પોતા કરતાં હલકો ગણેચ તુને કાંય?
જો હોય પયેદા શત્રુબી થયેલો ઝબર,
જેનો રંજ ખેંચી ન શકતો હોય ગર.

તો હર કામોમા તારો હું યાર છું,
ને જંગમા તારો હું મદદગાર છું.

તથા વળી નઝદીકે અક્રાસેયાબ,
પુગી હોય જો નાંમોશી તુને શીતાબ. ૧૧૯૫

ચુગલખોર મર્દોની વાતે મુદામ,
તોડી પાડયો હોય બેગુનાહુએ તમામ.

તો કહી દે મને ભેદ તું એ તમામ,
કે ચારો કરૂ એ વિષે હું મુદામ.

કરશ આવીને ત્યાં બધુ સીધું કામ,
તથા વાંક શાહુનાબી ધોવશ તમામ.

બોલ્યો ગર્સીવઝ કે અરે નામદાર,
નથી વાત મુંજ, શાહુ વિષેની લગાર.

નથી વાત દુશમનના કોઈ રંજથી,
નથી કરતો શું મર્દીથી, ગંજથી?

તુખમનો છે મુંજ દીલે અંદેશો છેક,
ને ગઈ વાતો યાદ આવી સાચી દરેક.

અવલતો બદી આવી તુરથી ઝરૂર,
જેથી ગયું તેનાથી ઇઝદી નૂર.

સમજ્યુંચ? એરચ થોડું બોલનારથી?
કે શું કીધું કીનાના વિચારથી?

ને કામે મનુચેહેર, ને અક્રાસેયાબ,
ઇરાં હતો આંતશ, ને તુરાંન આબ.

ન હર્ગીઝ મળી એક જગાએ ગયાં,
શીખાંમણુ, ને ડાહુપણુથી, દુરજ રહયાં. ૧૧૯૬

તેનાથી છે બુરો સર્દારે તુરાન,
વસેચ જેની ચાંમડીમા [1]ગોધો નિદાન.
નથી તેની બદ ખોની તુને ખબર,
જવા દે વખત થોડો, થોભી મગર.
ઝાહેર કરતાં બાતીનમા છે તે ખરાબ,
ખબરદાર! ના રેહેતો ગાફેલ શીતાબ.
પ્રથમ તો વિચાર અઘ્રીરસનો તું કર,
મુવો બદ રીતે જે તેનાં હાથ પર.
હતો ભાઈ તેનો એકજ તુખ્મ યાર,
માર્યો બેગુનાહ જેને મુખંઇએ ઠાર.
ને માર્યો ગર્દન, નવદરે, તાજદાર,
હતો જગમાં એરચનો એક યાદગાર.
ઘણા તે પછી નાંમવર બેગુનાહ,
થયા છે તેના હાથ ઊપર તબાહ.
તું માટે છે મારૂ આં કેહવું તમામ,
છે દાંનાવ દીલ તનદરૂસ્ત તું મુદામ.
તું આવ્યો છે આં સર ઝમીંન જ્યારથી,
નથી તુંથી કોઇને ઇઝા ત્યારથી.
તેં પાંથરી છે રાસ્તીને માંણુસાઇથી,
સજી છે તેં આલમને દાંનાઇથી. ૧૧૯૭
કીનાખોર શયેતાં જે દીલ તોડનાર,
ફેરવ્યું જેણે તુંથી દીલ તેનુ યાર.
કીધું દીલ તુંની દર્દ કીનાએ પૂર,
ન માલુમ કે શું ચાહે છે રબ ઝરૂર.

૧ કીનો.

તું જાણે છે, કે તારો મીત્ર હું છું,
બદી નેંકી તારી, ગણુંચ મારી હું.
ન થાય એમ કે કાલે કરે તું વિચાર,
કે ફંદથી હતો આં હું વાકેફગાર.
કીધો શાહના કામોથી તુને [1]આગાહ,
ન તો એ છુપાવાનો રેહેતે ગુનાહ.
કહયું સિયાવક્ષે ફીકર તું ન કર,
મારો યાર છે ગેતીનો દાદગર.
કીધું મોંહ સિયાવક્ષે તે બાઝૂ યાર,
કે અયે નેંકદીલ, અને સાચા સર્દાર.
ઉમીદ જુદી શાહથી હતી મુંજ અરે!
ન કે આ સફેદ દીન સીયાહ તે કરે!
આં દીલને આઝાર દેવા ચાહતે અગર,
ન ઉંચ પદવી દેતે ટોળાંની ઉપર.
ન દેતે મને મુલ્ક, તખ્તો, કોલાહ,
ઝમી, શેહરો, ફર્ઝંદ ગંજો, સેપાહ. ૧૧૯૮
તું સાથે હું આવું છું તેની દરગાહ,
ઝળકતો કરૂ છું તેનો ઝાંખો માહ.
જ્યાં રોશનીને ફેંકે છે રાસ્તી બુલંદ,
ત્યાં થાયે છે જુઠઇનો ઝળકાત બંદ.
અફ્રાસ્યાબને દીલ દેખાડીશ અગર,
ફલકના આ ખુર્શીદથી નુરી ઝબર.
નહીં રાખ દીલને ખુશાળી વગર,
ન બદ ખ્યાલ જીવમા ઝરાબી તું કર.

[1] વાકેફ.

ભરે છે અગર કોઇ અઝદાહનો શ્વાસ,
તે દુર જાય છે રાહે યઝદાંથી ખાસ.

બોલ્યો ગર્સીવઝ કે અરે મહુરબાન,
જોયો તેવો ના જાણ તેને નિદાન.

છે જ્યાં સુધી આંસ્માન ફર્તું અગર,
રેહેશે તુંદી, ને ગુસ્સો, તેને ચહર.

નથી જાણતો દાંના અને અક્લવર.
કે શું વિટશે તેના ફરેબોથી સર?

તુ દાંનઇ અને આં દીલે અકલમંદ,
છતાં નેંક ખ્યાલો, અને કદ, બુલંદ.

ન જાણતો કપટ પ્યારમા ફેર શું?
ન થાય એમ, બને ઝયાદા બદ બખ્ત તું! ૧૧૯૯

નાખ્યો છે ફરેબ, મક્રનો, તેણે ફંદ,
ફીતૂરે સીવીચ બેહુ આંખો બુલંદ.

અવલ કીધો દાંમાદ તુને ઝરૂર,
ત્યારેજ તુંજ ખુશી હતી દાંનઇથી દૂર.

બીજું એ, કરી તુને પોતાથી દૂર,
ખાણી પીણી કીધી બુઝર્ગોથી પૂર.

તેથીજ, કે ન તું બેઅદબ કાંઈ થાય,
અને તેની ગેતીમા વાતો ફેલાય.

વળી તું તો કંઇ અગ્રીરસ હોશમંદ,-
થી, ઝયાદા ન બેશી યા સગઈનો બંદ.

કે બે ટુકડા ખંજરે કીધી કમર,
કીધાં નાંમદારોના દીલ [1]ખોફતર.

[1] ડરભયાં

છુપું જે હતું તે કીધું'ચ આશકાર,
સગઇ પર નચિંત તું ન રેહતો લગાર.
હતો મારાં આં દીલે જેબી વિચાર,
અક્લ, ને સમજમાં, જે આવ્યું આં વાર.
અનુભવ છે લાંબા વખતથી મગર,
કીનાખોર શાહ ઘાતકીનો ઝબર.
તે બોલ્યો છું, એક પછી એક તારી પાસ,
કહયું છે ગોયા નુરી ખુર્શીદ ખાસ. ૧૨૦૦
પીદરને તું છોડીને આવ્યોચ ઈરાંન,
વસાવ્યું છે તેં શહરબી જો તુરાંન.
આયું'ચ તેની વાતોમા દીલ જો મુદામ,
તેના દુ:ખોમાં ભાગ લે છે તમામ.
પોતા હાથે રોપ્યું છે એવું શજર,
જેના પાંન કડવાં, ને ફળ, છે ઝહર.
બોલી, કરતો પાંપણો પાણીથી તર,
લબો હાય ભર્યા, ફરેબી જીગર.
હેરત થઈ સિયાવક્ષે કીધી નઝર,
રડી આંખોએથી, તેના મોંહ ઉપર.
દીવસ બદ તેને યાદ આવ્યો અગર,
બુલંદ આંસમા બંધ થશે કરતું મહર.
જવાંનીના દીનમાંજ રેહેશે ન સર,
ઘણો વખ્ત જેને ન લાગશે મગર.
કે દીલ દર્દ ભર્યું, થયા ગાલો ઝર્દ,
ને ગ઼મ ભર્યો જીવ, હોટપર હાય સર્દ.

કહયું કે કરૂ છું વિચારો, મગર,
બદીને શું લાયક છું? તે નહીં ખબર.
અગઊ, હાલ, બોલી, કરી, જોઇને,
નથી દીસ્તું, કીધી ઇઆ કોઇને. ૧૨૦૧

ગુમાંવ્યો મુંજ હાથે તેનો હોય ગંજ,
દીલે છું દુખી તેનો જોઇને રંજ.
ગમે તે પડે આવી માંથે મગર,
તેના હુકમ, રાહથી, ન ફેરવશ હું સર.
તું સાથે હવે આંઉ છું બેસેપાહ,
ને જોઉ કે શું કારણુ છે નારાઝ શાહ?
બોલ્યો ગર્સીવઝ કે અરે નામદાર,
તે પાસે જવું તારૂ ઠીક ન લગાર.
જવું આગમા જાંણીને નાં ખચિત,
ન દર્યાંના મોજાથી રેહવું નચિત.
ન ભયેમા તું વસ નાંદાનીએ શીતાબ,
ન કરવા દે ખીલતાં નસીબને તું ખાબ.
કરાવવા સમાધાંન છું હુંજ બસ,
કદાચ આગ પર આબ ઠંડુ રેડસ.
જવાબ એક નામાનો લખ તું મુદામ,
ભલુ, ભુંડુ, ઝાહેર કરી દે તમામ.
જોવશ દુર કીનાથી થયેલું હું સર,
થવશ ખુશ તે નેંક વખ્તે ઝબર.
ને મોકલાવશ નઝદીક તારી સવાર,
ને રોશન કરશ તારા સિયાહ વિચાર. ૧૨૦૨

ઊમીદ છે મને જગના દાદારથી,
તે બાતીન, ને ઝાંહેર, પીછાણુનારથી.
કે ફરશે તે રાસ્તીની બાઝુ ઝરૂર,
ને રેહેશે બદી ને બુરાઈથી દૂર.
જો સર તેઝી ભર્યું જોવશ હું અપાર,
રવાંના કરશ તુર્ત સાંઢણી સવાર.
તેવારે તું થઈ જજે જલ્દી તઇયાર,
કશી વાતોની ઢીલ કરતો ન યાર.
નથી દુર હયાંથી મુલક કોઈ યાર,
હરેક અફસરો, ને હરેક નામદાર.
ફર્સંગ હયાંથી એકસો અને વીસ ચીન,
ને ત્રણુસો ને ચાળીસ છે ઈરાં ઝમીન.
છે જ્યાં તારા મિત્રો તે સર્વે મુંદામ,
તારાં કામમાં નોંકરો છે તમામ.
છે ત્યાં બાપબી તારો ખ્વાહેશમંદ,
સેપાહ તારા બંદા, શહર અર્ઝમંદ.
કે લખ નામું ચોતર્ફ લાંબુ તમામ,
ન ઢીલ કરતો તઇયારી માટે મુંદામ.
આવ્યો તેની વાતોમાં સ્યાવક્ષ નિદાન,
પડયો મંદ તેનો આં બેદાર જાન. ૧૨૦૩

કહયું કે સખુન આય બોલ્યો છે તું,
તે વાતેથી ફરવાનો હરગેઝ ન હું.
તું માગીલે વચ્ચે પડીને અને,–
દેખાડ રાહ રાસ્તીની સર્વે મને.

## ગર્સીવઝનું સિયાવક્ષનાં નામા સાથ અફ્રાસિયાબની નઝદીક પાછું ફરવું.

બુલાવ્યો નવીસંદો હોશીયાર પાસ,
અને કહી હરેક વાતોબી તેને ખાસ.

કહયું પોતા તર્ફથી અફ્રાસિયાબ,
ને નામું રોસન, ગોયા મોતી [1]પુરાબ.

પ્રથમ કીધો પયેદાનો કરનારો યાદ,
બંદાઓને ગમથી કરે છે [2]આઝાદ.

પછી અકલનીબી સેતાયશ કીધી,
ને શાહે તુરાં ની નેયાયશ કીધી.

કે અય શાહ ફતેહમંદ, અને ભાગ્યવાન,
તારી યાદ રેહેજો આં ગેતી મેયાંન.

ખુશી છુ, બુલાવેચ મને ભાવથી,
હોજો તારૂ બેસવુંબી દાંનાવથી.

ફરંગીસને તું તેરવા ધારે છે,
વફા, મેહેરે, દીલ તેનું સણગારે છે.

ફરંગીસ છે હાલમા બહુ બીમાર,
નથી ભુખ, યા તાબ તનમા, લગાર. ૧૨૦૪

નથી ઉઠતી, બાંધી લીધો છે મને,
છે હમણાં તો બે દુન્યા વચ્ચે અને.

ભર્યું દીલ વિચારોથી જોવા દીદાર,
છે રોશની આં જીવને તું વાતે અપાર.

૧ પાણીદાર ૨ છુટટા.

મગર જેવી સાજી તેંણી થઈ જશે,
ફીદા શાહે મુલ્કોનાં તન પર થશે.

બાહનું તેના આઝારનું ન્યારૂ છે,
તેનું દુખ, અને દર્દ, તે મારૂ છે.

લખાયું તે નામું થઈ મોહોર જ્યાર,
દીધું બદ તુખમ ગર્સીવઝને તેવાર.

દેલાવર ઘોડા ત્રણ જોબવી ઝબર,
સીધો રાત ને દીન દોડયો મગર.

પુરી કીધી ત્રણ દહાડે લાંબી સફર,
કઠણ રાહા લાંબી, ને પોહુળી, ઝબર.

આવ્યો દીન ચોથે તે દરગાહે શાહ,
ઝબાં જુઠી, ને જીવ લઈ પુર ગુનાહ.

અફ્રાસ્યાબ* પુછવાને લાગો તેવાર,
જોયો રંજ, ભર્યો ને તેઝી, જેવાર.

ઉતાવળથી કાં આવ્યો, બોલ્યો શાહા?
ધરી કાંય લાંબી સફરની આ રાહા? ૧૨૦૫

તો બોલ્યો નસીબ થાયે છે ઉંધું જ્યાર,
નકામું છે ત્યાં રેહેવું ઝ્યાદા તેવાર.

ન કીધી સિયાવક્ષે મુંજ પર નિગાહ,
નહીં આવ્યો લેવા, મને સાંમો રાહ.

નહીં નામું વાંચ્યું, ન સાંભળ્યું, ખાસ,
ઘુંટણ પર બેસાડયો, મને તખ્ત પાસ.

ઇરાંથી પેગામ તેને મલ્યો છે ગર,
આંપણ કાજ બંધ કીધા છે શેહેરી દર.

આવેચ ફ્રૂઓજે રૂમી અને ફ્રૂઓજે ચીન,
પુકારે છે એમ હર વખત તે ઝમીન.
જો એ કામમા ઢીલ તું જથી થશે,
ઝરૂર યાદ રાખ હાથથી સત્રી જશે.
જો ઢીલ કરશે, લાવશે ચઢાઈ મુંદામ,
ને મર્દીથી બેહુ મુંલ્ક જીતશે તમામ.
અગર તે જશે લઈ ઇરાંને સેપાહ,
શું તાબ કોઈ સામે બને કીનાખાહ?
ચેતાવ્યો એના કામથી તુને આય,
જેના કામે પસ્તાએ, એવું ન થાય.
સખુન એવા સમજી ને અફ્રાસેયાબ-
ને, યાદ આવી વાતો પુરાંણી શીતાબ. ૧૨૦૬
ન દીધો ગર્સીવઝને ગુસ્સે જવાબ,
પવન ભર્યું સર થયું, દીલ પેચોતાબ.
ફ્રમાંવ્યું, કે વાગી કર્નાયો મગર,
ને ઘંટ હીંદી, રણસીંગડું, તાલો, ઝબર.
કીધી ફ્રૂઓજ ગુસ્સાને, કીનાથી, ત્યાર,
ફેંકી દીધું નામું, ન વાંચ્યું લગાર.
કે બદખો ગર્સીવઝની વાતે મગર,
નવું એક રોપ્યું, કીનાનું શજર.

## સિયાવક્ષનું ફરંગીસને ભેદ કહેવું.

ફીતુર ભર્યો ગર્સીવઝ આં તર્ફ ગર,
કે રંજ ખેડતો ઝીન, રેકાબો, ઉપર.
દુ:ખી સિયાવક્ષ પર્દામા ત્યાં ગયો,
તને ધૃંજતો, ઝર્દ ચેહેરો થયો.
ફરંગીસ બોલી દીલેર [૧]શેરચંગ,
થયું શું, કે બદલાયો છે તારો રંગ?
જવાબ એમ દીધો કે અયે ખુબ ચહર,
ઇઝત મારી તુરાંનમાં ગઇ ઝબર.
નથી સુજ પડતું જવાબ આપુ શું?
હું પોતેબી એ કામે ગુંચ્વાયો છું.
ગર્સીવઝની વાતો ખરી જો બને,
મળે મોટા ઘેરાવથી, મીંડુ મને. ૧૨૦૭
તે: તોડયા ફરંગીસે હાથોએ બાલ,
નખોઅથી પિખ્યા ગુલાબ જેવા ગાલ.
પિખી બાલો તેંણીએ વર્સાવ્યું આબ,
અફ્રાસ્યાબને કરવે, કેહવે, શીતાબ.
રેડયાં આંસુ [૨]ચાંદીના કોહની ઉપર,
કીધા દાંતે બે ટુકડા હોટો ઝબર.
કસ્તુરીની બોના બાલો ખુને તર,
થયું આગ દીલ, પાણી ભર્યો ચહર.
તે બોલી એ ગર્દનફરાઝ શાહ તું!

૧ શેરની ચુંગાલના. ૨ હયાં ચાંદી જેવા ગાલો સમજવા.

મને ભેદ કહે, હવે કરશે તું શું?
પીદર તો છે તારો દુઃખી દીલે સહી,
ઇરાં માટે તું બોલી શકશે નહી.

જવા રૂમ, છે રાહા લાંબી ઘણી,
ને ચીન તો નથી ચાહતો હલકું ગણી.

પકડશે તું આલમમા કોણુની પનાહ?
તારો બેલી દાવરે ખુરશીદો માહ.

સીતમ રહો તેના જીવે, માહો ને સાલ,
જે માંગે તારાં તનને દેવા [1]મલાલ.

કહયું સિયાવક્ષે એ માહતાબ ચહર,
નહીં પિખ ચેહેરો, નહીં ઝારી કર. ૧૨૦૮

ન કર ગમ, ભરૂસો તે યઝદાંનો કર,
નથી રદ થતો હુકમ રબનો મગર.
ઝરૂર નેક ખાહ ગર્સીવઝ આવશે,
વધઈ પાદશાહ તર્ફથી લાવશે.

કે માફી દીધીચ દીલ કરીને નરમ,
ને કીનાંને કીધો પોતે પૂર રહમ.

એ કહી રાખ્યો ઇતબાર દાદાર પર,
સીધાં બખ્ત માટે, દુખી દીલ ઝબર.

---

[1] રંજ.

## સિયાવક્ષનું ખાબ જોવું અને તે ફરંગીસને કેહવું અને તેણે ફરંગીસને વસીયત કરવી.

થયા એમ કરતાં દીવસ ત્રણ પસાર,
થયો સિયાવક્ષ ગો સરપ પેંચદાર.
દીવસ ચોથે, રાતે માહારૂખ પાસ,
હતો તાજવર ખાબ કરતો જો ખાસ.
કે ઝટ ખાબથી ધ્રૂજી બન્યો બીદાર,
કીધો મસ્ત હાથીના જેવો પુકાર.
બગલમા લીધો ખુબસુંરતે ધરી,
શું છે શાહા, માયાથી બોલી ફરી?
પોકાર્યું, કે થઇ બત્તી રોશન અપાર,
અંબર, ને અગર, બાળ્યું પાસે તેવાર.
પુછ્વા લાગી [1]દુખ્તરે અફ્રાસિયાબ,
કે શાહ, અકલમંદ, શું દીઠો તુંએ ખાબ? ૧૨૦૯
કહ્યું સિયાવક્ષે કે આં મારો ખાબ-
વિષે, લબ ન કોઈ પાસે ખોલતી શીતાબ.
સરવ ઓ રૂપેરી! મેં જોયો છે ખાબ,
કે નદી બુલંદ એક ભરપૂર આબ.
છે આંતશનો કોહ તેને છેડે દીગર,
ને છે [2]બખ્તરીઓ કીનારા ઊપર.

૧ અફ્રાસિયાબની બેટી. ૨ બખ્તર પેહેરેલાઓ.

આવતો એક બાજુથી તેજી અંગાર,
કે સિયાવક્ષગર્દ જેથી બળતું અપાર.
કે એક હાથ આંતીશ, બીજે હાથ આબ,
હતા સાંમે હાથી, ને અફ્રાસેયાબ.
તે જોતો મને ગુસ્સા ભર્યે ચહુર,
વધુ કરતો આંતશ પેલો તેઝતર.
જો ગર્સીવઝ પુંકતો તે આંતશ જેવાર,
તો બાળી ગોયા મને નાંખતો તેવાર.
બોલી ફરંગીસ આં સગનના વગર,
નથી કંઇ, તું સુ આંજ રાતે મગર.
ઊંધું ગર્સીવઝનું થશે આંય બખ્ત,
ને મરશે તે સર્દારે રૂમનેજ દસ્ત.
ખુશી ભયો થા તું હવે ગ઼મ ન કર,
કે નેંકી વગર નાં થશે કંઈ દીગર. ૧૨૧૦
સિયાવક્ષે તેડી સેપાહ કુલ મગર,
બેસાડી તેને મેહેલ દરગાહ ઉપર.
થયો ત્યાર લઇ હાથ ખંજરને ખાસ,
તલાયાઓ મોકલ્યા ગંગદેઝ પાસ.
ગયા પોહોર બે, કાળી રાતે જેવાર,
તલાયાનો જંગલથી આવ્યો સવાર.
કે અફરાસેયાબ, ને અતીશય સેપાહ,
દેખાયચ દોડતી આવતી દુર રાહ.
ગર્સીવઝથી આવ્યો છે ક઼ાસદ મગર,
ન આંતશ જોતો સિયાહ ધુંવા વગર.

તુંને કરવું શું, તેનો કરજે વિચાર,
સેપાહ કયાં મોકળવી, તે જોઇ લેજે યાર.

સિયાવક્ષ સમજી ન શકયો ફીતૂર,
તેની વાતોને રાસ્ત જાંણી ઝરૂર.

ફરંગીસ બોલી અકલમંદ શાહ!
ન કોઈ વાતની રાખ હમ પર નિગાહ.

તું બેસી જા એક તેઝ ઘોડા ઉપર,
આં તુરાં ઝમીં પર ભરૂસો ન કર. ૧૨૧૧

તું રહે જીવતો કયમ તે ચાહું મગર,
ના રહે હયાં, વિચાર તારો પોતાનો કર.

કહયું સિયાવક્ષે પેલો મારો ખાબ,
નિવડયો છે સાચો, ગયું મારૂં આબ.

થવા આવી છે ઝીંદગી મુંજ ખતમ,
દીવસ બુરાનો આવી લાગો છે ગમ.

બુલંદ આંસ્માનુ એવુંજ કામ છે,
કબી ખુશ કરે, કબી કંગાલ તે.

અગર બારસોબી વરષ જોકે થાય,
નથી મુંજ જગા, કાળી માટી સિવાય.

સનિ સુધી ખેંચ્યું હોય અએવાંને સર,
પીવું પડશે શર્બત કઝાનું મગર.

જગા એકની સિંહોના સીનામા થાય,
તો એકની ગીદરમા, બીજાની હોમાય.

કરે રાતથી કોઈ ન રોશનીની આસ,
અગર કોઇ હોય જો અકલમંદ ખાસ.

હમેલનો તુને પાંચમો માસ છે,
કે નાંમેવર બાળક ઉધરતાંનો એ.

અમુલ તારૂ આં ઝાડ ફળ લાવશે,
મે એક નાંમેવર પાદશાહ આવશે. ૧૨૧૨

તું રાખજે સર અફરાઝ કયખુસરો નામ,
ગ઼મીમા ગણી તેને દીલનો આરામ.

શું મચ્છરના પરથી તે મસ્તાંના [1]પીલ,
ને પાણીના ચશ્માથી [2]દર્યાએ નીલ.

ખુરેહમંદ આફતાબથી કાળી ખાક,
નથી બચતું કોઈ હુકમે યઝદાંથી પાક.

પડીશ હું શેવટ ખાકે તુરાનમાં,
ન કોઈબી કેહેશે ખાકે ઈરાનમાં.

કે તેઝ ચાલ ગુંમ્બદ ફરી એમ જાય,
નવી નથી કેહતું, જુની ગેતી આય.

હુવેથી આં ફર્માને અફ્રાસેયાબ,
ખુશી ભર્યું કરશે મારૂ બખ્ત ખાબ.

તે આં બેગુનાહ કાપશે મારૂ સર,
કોલાહ મુકશે ખુને જીગરની ઉપર.

ન પામશ હું તાબુત, કે ઘોરો, કફન,
ન રડશે કોઇ મુજ ઉપર અંજુમન.

મુંસાફીર જેવો હું પડીશ જઇને ખાક,
થશે તનથી શમશીરે જો માથું ચાક.

તુને ખ્વારીથી ફર્માબર્દારે શાહા,
તનો, સર, ઉઘાડે, ઘસડશે રાહા, ૧૨૧૩

[1] હાથી [2] નીલનો દર્યાવ.

પીરાં આવશે સર્દાર દર્બારે ખાસ,
ને નર્મીથી માંગશે તુને બાપ પાસ.

બચી આં જશે બેગુનાહ તારો જાંન,
જશે લઈ તુને દુખી રડતી અયેવાંન.

તે ઝઇફ હુંનરમંદના મેહેલમા મગર,
થશે પયેદા કયખુસરોબી નામવર.

વખતબી થશે એ ઉપર કંઈ [1]દરાઝ,
કે ગેતી પર ખુસરો થશે સરફરાઝ.

ને આવશે એક ઇરાંનથી [2]ચારાગર,
તે યઝદાંના ફર્માંને બાંધી કમર.

દીલેર દબદબાનો, જેનું ગીવ નામ,
તુરાંમા ન જોશે તે જેવો મુંદામ.

છુપો, બેટા સાંથે તુને હયાંથી લઈ,
અને પૂગશે જૈહુન નદી તર્ફ જઇ.

બેસાડશે શાહી તખ્ત ઉપર જેવાર,
થશે મુર્ગ, માહી, તેના તાબેદાર.

ને હાથ આવશે, તાજે બુઝર્ગી જે વખ્ત,
શરમથી તે લંબાવશે કીનાનો દસ્ત.

ઝમીં લીલી, કોહ થશે ગુલ્લાલા જ્યાર,
થશે ગેતી કયખુસરોથી જોશદાર. ૧૨૧૪

કીનામાં ઇરાંથી સેપાહ આવશે,
તમામ આય ધર્તીને ધ્રૂજાવશે.

ફર્યા કરશે ફરતું ફલક આં મગર,
ન તાબે થશે કોઇને રાખી મહર.

૧ લાંબો. ૨ બચાવનાર.

કીના માટે મારા, સેપાહુબી ઝબર,
પેહેડ઼ી બખ્તરો આવશે સર બ સર.

કે લાલ, પીલા, કાળા, ને આંસ્માની, તું,
તુરાંમાં જોશે ઝુંડા ઇરાંની તું.

પગે રખ્શ રૂસ્તમનો છુંદશે ઝમીન,
તુરાંનીમા કોઈને ન ગણુશે યકીન.

મારા કીનામાં આજથી રસ્તાખેઝ,
ન જોશે સીવા ગોર્ઝ, શમ્શીર, તેઝ.

કહયું ફરંગીસને કરીને સલામ,
કે અયે નેક ઓરત, હું જાઉંચ મુદામ.

માહારી વાતે દીલ સખ્ત કરજે અપાર,
ન કરતી તું અયેશો તખતનો વિચાર.

કે હાય મારી દીલને કીધું પુર દર્દ,
ગયો બાહાર મેહેલેથી, બે ગાલો ઝર્દ.

નથી જાણુતો હું ગેતી પાળે છે . કાંય?
પોતાનોજ જો પાળેલો, મારે છે આંય? ૧૨૧૫

ફરંગીસ ટુટા બાલે, ઝખમી ચહેર,
વેહતી બે નદી આંખે, ચેહેરા ઉપર.

કહયો ગમ સિયાવક્ષે ઓરતને જ્યાર,
તો વળગી તે ખાવીંદને, કરતી પુકાર.

કીધું મોઢું દીલ, આંખોના, ખુને તર,
ગયો અરબી ઘોડાઓનાં સ્થાન પર.

ઘોડો કાઢયો શબરંગ બેહઝાદ નામ,
જે ધરતો હવા, કીનાને દીન તમામ.

નિસાસાથી સર લીધું પહેલુ અંદર,
ન ડોર, કે લગામ, રાખી માંથા ઉપર.
કીધી કાંનોમા વાતોબી ઝાજી વાર,
ન કામ કોઇથી પાડતો, દીલે થઈ બીદાર.
કીનો લેવા કયખુસરો જો આવશે,
લગામ ત્યારે તુને તે પેહડ઼ાવશે.
તબેલાને ભુલજે દીલે એકવાર,
કીના વખ્તે ઘોડો તેનો છે તું યાર.
તું થઇ ઘોડો ગેતીને છુંદજે [1]અત્રાફ,
ને નાઅ઼્લે ઝમીં કરજે શત્રુથી સાફ.
બીજા સઊના લુલા કીધા પગ તેવાર;
ઝ઼ાડ઼ી ગોયા તલવારે કાપે અપાર. ૧૨૧૬
શું કપડાં, દીનારો, ને મોતી, ગોંહર,
કમરબંદ, કોલાહ, તેગ઼, તાજો, અગર.
હતી જે ખઝાનામા ચીઝ઼ો તદન,
તે સાથે સળગાવ્યો મહલ, ને ચમન.
કરી એ, જવા કીધો અસબાબ ત્યાર,
અ઼જબ તે થયો ખુરાં બખ્તે અપાર.
પોતે, જંગીઓ, ચાલ્યા ઈરાં મગર,
તે આંખોના લોહીથી ઢંકાયા ચહ્રર.

[1] ચોપાસ.

## સિયાવક્ષનું અફરાસિયાબનાં હાથ ઊપર પકડાવું.

તેણે કાપી અરધો જો ફર્સંગ રાહ,
કે તુરકી સેપાહનો પુગો આવી શાહ.
ગોરઝ, તેગ, બખ્તરતું, લશ્કર અપાર,
જોઈ કસ્યું બખ્તર સિયાવક્ષે યાર.
કહયું દીલમા, ગર્સીવઝે ઠીક કહયું,
કે છે રાસ્ત આં તો, ન છુપું રહયું.
બીધો સિયાવક્ષ પોતાના જીવે ખાસ,
જો તુરાંની સર્દાર આવ્યો તે પાસ.
જોઈ શાહની દહેશત, ડરી તે સેપાહ,
ઘેરી લીધાં તુર્કીઓએ કોહ, ને રાહ.
જોવા લાગ્યાં એક બીજાંને તેઓ સઊ,
કારણ કીનો દીલમાં હતો નાં અગઊ. ૧૨૧૭
સિયાવક્ષના ડરવાથી જંગી સવાર,
ધર્યો જેણે આરામ, ઢીલનો, વિચાર.
એવું જોયું ઇરાંનીઓએ નિહાન,
તો બોલ્યા કે અયે શહરયારે જહાન.
આપણને ખેંચે એવી શોખઇથી કાંય?
ને કાપીને મયેદાં તરફ ખેંચી જાય?
દેખાડવા દે ઇરાંનીઓને તું દસ્ત,
ન હલકી તું ગણ એવી વાતોને સખ્ત.
કહયું સિયાવક્ષે ન ઠીક આં વિચાર,
નથી જંગની સગવડ, કે સેપાહ તઇયાર.

શરમ તુખ્મને હું લગાડું ઝબર,
શહા સાંમે લડવાને જાંઉ અગર.

મને ફર્તું ચકકર અગર બેગુનાહ,
જો ચાહે છે દસ્તે બદોથી તબાહ.

તો મર્દીથી ફાયદો ન થનારો કોઈ,
છે ગેતીનાં રબથી ન લડનારો કોઈ.

કહયુંચ દાંના જ્ઞાંની અકલમંદે શું?
દેખાડતો ન મર્દી, બુરાં બખ્તે તું.

કહયું બાદ અફ્રાસેયાબને મગર,
કે મર્તબા ઇઝતના શાહ પુર હોંનર! ૧૨૧૮

તું કાં આવ્યો લડવાને લઈ આં સેપાહ?
ને કાં ચાહેચ મારવા મને બેગુનાંહ?

કીનામાં સેપાહ કરશે બે મુલ્કી ચુર,
ઝમાનો, ઝમી, કરશે લાંનતે પુર.

બોલ્યો કમ અકલ ગર્સીવઝ ત્યારે તે,
શું બોલવું તુને આં સઝાવાર છે?

જો આવ્યો છે હયાં બે ગુનાહ થઇને ખાસ,
તો કાં આવ્યો બખ્તર પેહેડી શાહા પાસ?

એસ્તેક બાલની કંઈ નથી એ નિશાન!
નથી શાહાનો હદયો, આં બખ્તર, કમાન!

સમજ્યું તેનું કેહેવું સિયાવક્ષે જ્યાર,
કહયું અયે બુરી ટેવનાં નાંબકાર.

તારીજ વાતે છોડી મેં ડાહપણુની રાહ,
કહયું તેંજ, આઝોર્દા છે તુથી શાહ.

હઝારો શખશનાં સરો બેગુનાહ,
થશે તારા એજ બોલવાથી તબાહ.

તું બદલો તારાં ફએલનો પાંમશે,
જેવું છે આં વાંચ્યું, તેવું જાંમશે.

પછી બોલ્યો તે કે અરે શહરયાર!
ન ગુસ્સાથી આંતશમા પડતો લગાર. ૧૨૧૯

આં લોહી મારૂં રેડવું, નથી કંઈ રમત,
તથા બે ગુનાહોથી કરવી લડત.

આ બદ નસ્લ ગર્સીવઝની વાતે યાર,
ન કર શેહેરે તુરાં, ને પોતાને ખ્વાર.

ફ્રીતુરી ગર્સીવઝે કીધી નઝર,
સિયાવક્ષને જોઇ બોલતો શાહ ઉપર.

ગુસ્સાથી કહયું, શું થયુંચ શહરયાર?
કરેચ વાતો દુશ્મનથી સાંની અપાર?

ગર્સીવઝની વાતો જો અફ્રાસેયાબ,—
સમજ્યો, ને ઊંચે ગયો આફ્તાબ.

સેપાહને કહયું કે આં તેઝી તલવાર,
ખેંચી, ને કરો કયાંમતના પુકાર.

પુકાર ભરી ગેતી હવા, ગર્દ, પુર,
લડઇ કરતો એક, એક લડાઈથી દુર.

સિયાવક્ષે કઓલ ઉપર રહીને તે વખ્ત,
કે નાંખ્યો ન તલવારો, નેઝાએ દસ્ત.

ન સાથીઓમા દીધો કોઇને હુકમ,
ઉઠાવા લડાઇમા એકબી કદમ.

ખુરી અકલ અક્રાસેયાબ દમ બ દમ,
કરવા લાગો શાહે ઇરાં પર સીતમ. ૧૨૨૦

કહયું કાપો ખંજરથી આં સઉને જોવ,
કરો જંગલે ખુનમાં તરતી નાવ.

ઇરાંની સેપાહ નર હતા એક હઝાર,
લડાયક જે સર્વે હતા નાંમદાર.

કપાયા તે કીનાને મયેદાં તમામ,
ઝમીન ખુને થઈ લાલા જેવી મુંદામ.

દીલેરોની જંગ સખ્ત ચાલી જેવાર,
થયો જંગમા ઝખ્મી સિયાવક્ષ તેવાર.

પુગું તીરો, નેઝાથી, શાહને ઝિયાન,
તો [1]કાળાની પીઠેથી પડયો નિચાન.

કે પડયો જો ઉઠલાઈ ને તે ઝમીન,
ખતમ તાજો, તખ્તો, ઝમીનો, નગીન.

સિયાહ ખાક પર જ્યારે પડયો તે મસ્ત,
તો ગોર્વીઝેરેહે લીધા બાંધી દસ્ત.

જોતર નાંખ્યું ગરદને તેની નિદાન,
બે હાથો બાંધ્યા પીઠે પત્થર સમાન.

વેહેતું લોહી રાતા ચેહરાએ તદન,
જવાંન આંખે જોયોતો એવો ન દન.

કે ખેંચી પેયાદા દોડાવતા અગર,
તે માણુસને મારનારા ખુની ઝબર. ૧૨૨૧

તેને લઈ ગયા સિયાવક્ષગર્દ પાસ,
સેપાહ આજુ બાઝુ હતી ફર્તી ખાસ.

 ૧ કાળા ઘોડાની.

પછી બોલ્યો તુરાંની લશકરનો શાહ,
કે અત્રેથી લઈ જાઓ એક તર્ફ રાહ.
ને તનથી જુદું કરો ખંજરે સર,
ત્યાં, કે જ્યાં ઘાસબી ઉગે નહીં અગર.
એનું લોહી રેડો ગરમ ખાક પર,
નહીં ઢીલ કરતા, નહીં ખાતા ડર.
કેહવા લાગી શાહને તે સારી સેપાહ,
કે શાહ તુંએ જોયો શું એનો ગુનાહ?
નથી કેહતો તારેથી કીધું છે શું?
ને હાથ ધોવા માંગેચ એના ખુંને તું?
કરેચ કાંય મારવા? કોલાહ જે ઉપર,—
ને તખ્ત હાથી દાંતોનું, રડશે ઝબર.
ન વાવ ખુશ વખ્તે એવું તું શજર,
કે દીનજતે ફળ તેના આવે ઝહર.
હતો ગર્સીવઝ બદ નિશાંની અપાર,
કે બેહુદા પણથી જલ્લાદોનો યાર.
કે દુઃખથી તે ચાહતો સિયાવક્ષનું ખુન,
હોંનર તેંણે દેખાડયો ત્યારથી જબુન.
હતો જંગી પીરાંનનો કમ ઊમર,
બહાદુર, ને અશ્રાફ, ભાઈ દીગર.
હતો નામે પીલસમ કરી તે જવાંન,
હતો પુર હોનર, જંગી, રોશનરવાંન.
બોલ્યો પીલસમ, નાંમવરની તે પાસ,
કે ગમના ફળો લાગશે ડાળે ખાસ.

તેં રોપી છે ખુંન અને કીનાથી ડાળ,
ઉગારી છે કીનાથી શાખો વિશાળ.

સમજ્યું છે દાંનાથી મેં દાસતાન,
અક્કલની જેમા થાયે છે એકતાન.

ન પસ્તાતું ધીરજનું દીલ કોઈ વાર,
ગુસ્સાની દવા છે ધીરજનો વિચાર.

બદી, ને ઉતાવળ, છે શયેતાંના કામ,
પશેમાની જીવે, તને દુઃખ તમામ.

જે ઊપર, કે લાગો હોય શાહા થવા,
ઊતાવળથી કાપવું તેને નાં રવા.

ન રાખ ઓ શહા તું ઊતાવલ ન રાખ,
નવેસરથી કીનાનો પાયો ન નાખ.

તું રાખ બંધમા, કે વખત જ્યાં તલક,
બધી વાતો શીખવે નહીં, ત્યાં તલક. ૧૨૨૩

અક્કલનો પવન ફુંકે તુંપર જેવાર,
પછી કાપજે સર તેનું તું તેવાર.

ન દે હુકમ મારવા, ઉતાવળ ન કર,
છે તેજી, પશેમાંનીનું મુળ ઝબર.

કોલાહુની જગાયે પેહેડે તાજ સર,
તે કાપવું ન જોઇયે, શહા અક્કલવર.

તું કાપે છે કાંય એવું સર બેગુનાહ?
કે રૂસતમને, કાઉસ, થશે કીનાખાહ.

પીદર શાહા, રૂસ્તમબી પાળનાર છે,
તથા નેંકી અંદર ઊધારનાર છે.

કે બદ કામોનો જોશું બદલો અપાર,
આં દહાડાના બદલાથી પસ્તાશે યાર.
તે અલ્માંસી તલવારને યાદ કર,
બનેચ ગેતી જે તેગથી ખુનેતર.
તે ટોળાંના ઇરાની નામી તમામ,
જેના ગુસ્સાથી ઝેર ગેતી મુદામ.
ગુદર્ઝ, અને ગુર્ગીન, ને ફરહાદ, તુસ,
જેઓ બાંધશે હાથીની પીઠે [1]કુસ.
પેલો મસ્ત હાથી, દીલેર પીલતન,
જેની આંખ પાસે છે તુચ્છ અંજુમન. ૧૨૨૪

ફરીબોર્ઝ કાઉસનો વિક્રાળ સંહીં,
ધરાયો જોયો કોઇએ જંગથી નહીં.
શું બેહરામ, અને ઝંગએ શાવરાન,
શું ગોસ્તેહમ, ગઝદમ, દીલેરો નિદાન.
ઝ્વારેહ, ફરાંમુર્ઝ, દસ્તાંને સામ,
મેયાનમાંથી શમ્શીરો ખેંચશે તમામ.
શાહા કાઉસના જંગી શેરો મુદામ,
દીલેર મર્તબા, દબદબાનાં, તમામ.
એ સઉ બાંધશે કીનામાટે કમર,
ભરાશે નેઝાકશથી જંગલો, [2]દર.
નહીં હું ટકશ, યા ન મારા સમાન,
આ ટોળાંના જંગીઓમાંથી પેહેલવાન.
સમજ તું સહુવારેતો આવશે પીરાન,
તેનુંબી લીયે શાહ સમજી બયાન.

૧—નગારા. ૨—ખીંણ.

ઊતાવળ નથી જો આં કરવા ઠેરાવ,
કીનાનું બીછાનું ન જગમા બીછાવ.

તેની વાતે સર્દાર નર્મ થયો,
મગર તેનો ભાઈ બેશર્મ થયો.

બોલ્યો ગર્સીવઝ કે અરે હોશમંદ,
જવાંનને કેહવે કર હવાને ન બંદ. ૧૨૨૫

પછાડી દે શત્રુને, સુસ્તી ન કર,
ન પીલસમથી ફેરવ વિચારો મગર.

ઇરાંની, ને ગીધોથી, ભર્યું મેદાન,
કીનાથી હોય ડરતો, તો એટલુંજ માન.

પુકાર્યો જો સ્યાવક્ષ, તો રૂમ, ચીન,-
થી, તલવારો, ગુર્ઝે, ભરાશે ઝમીન.

બદી તુંથી કીધી, ન પુર્તી છે શું?
સુનેચ કોઈની વાતો જો મુંર્ખઇએ તું?

કે દુમ સાંપની કાપી છુંદયું છે સર,
હવે ચાહેચ કપડે છુપાવા મગર?

જીવતદાંન દેશે અગર તેને ખાસ,
તો રેહવશ કદી ના હું તું શાહ પાસ.

ધરશ ખુણું ગેતીનું જઈ કયાંને કયાં,
કે અંત આવી લાગે તુરત મારો જ્યાં.

ઉસ્કેરનીથી આવ્યા ગોરૂઈ, દમુર,
કીધાં શાહે તુરાં તરફ મોંહ ઝરૂર.

કહયું, સિયાવક્ષના તું ખુંનથી ન ડર,
કે બગડે છે કામ, સઊને પૂછવે મગર.

કે રહાબર ગસીંવઝની વાતો અગર,
તું માની, પછાડી દે શત્રુ ઝબર. ૧૨૨૬

ધર્યો છે તેં શત્રુને ફાંદામા ગર,
ન મુર્ખાઇએ આબરૂ ગુમાવ, ઠાર કર.

તેને ક્યેદ રાખવો સઝા ન કેહવાય,
કે તોડવાં ઘટે દીલ દુશમનના આય.

કીધું છે તુંએ તેનું લશ્કર તબાહ,
તો જોજે તુ સંગ કેમ વર્તે છે શાહ?

અવલથી તું કરતે ન કોઇને તબાહ,
તો પાણીથી ધોવઇ જતે આં ગુનાહ.

મગર ગેતીમાં છે ભલું એજ સહી,
કે દેખાય એ બાતીન, કે ઝાહર, નહી.

જવાબ આપી તેઓને બોલ્યો તે શાહ,
મુંજ આંખે નથી જોયો એનો ગુનાહ.

કેહવાથી નજુમીઓના તે મગર,
જાણ્યું શેવટ આવશે બદી મારે સર.

હવે જો હું કીનાથી રેડું છું ખુન,
તો ખાક ઉડશે તુરાં ઝમીની જબુન.

જો ગર્દે સિયાહ થઈ જશે આફતાબ,
થશે દાના, દીવાના તેદીન શીતાબ.

આંફત આવી છે મારાં તુરાંન પર,
ગમો, રંજ, અને બંધ, આવ્યાં ઝબર. ૧૨૨૭

તેને મારવા કર્તાં છોડવું ખરાબ,
મને દર્દ, રંજ, થશે મારતાં શીતાબ.

૧ ચોપાસ.

શું દાંના, યા બદખ્યાલ, માસણ ઝરૂર,
ન કોઈ જાણતું આંસમાના ફીતૂર.

## ફરંગીસનું સિયાવક્ષ માટે બાપની નજદીક રડવું.

એ સમજીને પીખ્યા ફરંગીસે ગાલ,
ને લોહી ભર્યો બાંધ્યો કમરબંદ લાલ.
આવી તેંણી ચાલીને પાસે તે શાહ,
કે લોઇ ભર્યા ગાલોને લઈ ગોયા માહ.
તે ડરતી, ને ધુંજતી, ગઇ બાપ પાસ,
પુકારીને ધુળ માથે નાંખતી તે ખાસ.
તે બોલી હું નરમંદ અરે શહરયાર!
મને કરવા ચાહે છે શું કામ ખ્વાર?
ફરેબમાં લપેટયું છે દીલને શું કામ?
ન ઉંચઇથી નિચાઈ જોતો તમામ.
નહીં શાહી સર કાપ તું આં બુલંદ,
ન કરશે મેહેરો, માહનો, સાહેબ પસંદ.
સિયાવક્ષે છોડી છે ઇરાં ઝમીન,
કીધી છે તુનેજ ગેતીમાં આફરીન.
તારેજ લીધે ગુસ્સે કીધો શાહાને,
છોડી ગંજને, તાજને, [1]ગાહાને.

[1] તખ્તને.

તુનેજ કીધો આવીને પુશ્તો પનાહ,
હવે શું તેં જોયું, કે બદલી છે રાહ?

કોઇ શાહોના માથાં કાપીને સખ્ત,
વધુ રેહતો નહીં તાજ સાથે તે તખ્ત.

ન કર ઝુલ્મ તું બેગુનાહ મારે તન,
છે જગ પાંચ, ત્રણુની, ભરી ગમ, રૂદન.

નાંખેચ તાજથી ખાડે કોઇને સખત,
બેસાડેચ વગર તાજનાને તખત.

કરે છે શેવટ બેહુ મટ્ટીમા વાસ,
નસીબ નાંખે છે ઘોરનો પંજો ખાસ.

ન બદખ્યાલ ગર્સીવઝની વાતે આવ.
ન ગેતીમાં ઝુંડો પોતાને બનાવ.

જીવે ત્યાં સુધી પડશે લાંનત ઝબર,
ને મરવે જશે દોઝખે સર બ સર.

પહલવાં ફરીદુંથી જાણે છે તું?
ઝોહાક તાઝી પાંમ્યો સીતમગાર શુ?

તથા પાદશાહબી ઝઇફ મિનુચહર-
થી, શું આવ્યું સલ્મો, ખુની તુર, પર?

છે જીવતા, જો દરગાહે કાઉસ શાહ,
શું દસ્તાં, તથા રૂસ્તમે કીનાખાહ. ૧૨૨૯

તહમતન! ઝમી જેથી કાંપેચ નિદાન,
કીમત તેની જંગની, નથી આ તુરાન.

ને કેશવાદનો ગુદર્ઝ ફઓલાદી [1]કર,
ચીરેચ ચાંમ ચિત્તાના, સિંહના, જીગર.

[1] હાથ

શું બેહુરાંમ, શાવરાંનનો, જંગે ખબર,
દીલેરોના ગુર્ઝનો રાખતા ન ડર.

ને ગુદર્ઝનો ગેવબીતો કીનાને દીન,
જેની દહેશતે કાંપે છે આં ઝમીન.

તથા તુસ, ગોસ્તેહુમ, ગુર્ગીન, શેર,
શું ખરરાદ, બર્ઝીન, સવારો દીલેર.

શું છે તેઝી પંજાનો અશકશ રેહામ,
શીદુશ, જંગી, બાહદુર, મગરમચ્છ, તમામ.

ઊકળશે સિયાવક્ષના સોગેથી આબ,
ફલક કરશે લાંનત, ઓ અફ્રાસેયાબ.

બ્રનેચ તું સીતમગર તારાં તન ઉપર,
મારી યાદ આવશે આં વાતો ખબર.

નથી કરતો ગોરખરોના તું મરણુ,
યા મારતો નથી તું ડરાવી હરણુ.

મગર તું લુંટેચ તખ્તથી આં શાહા,
લાંનત તું ઉપર કરશે ખુર્શીદો માહા. ૧૨૩૦

વીરાં, શેહેર તુરાં ન મુર્ખાઇએ કર,
ન થાય એવું, યાદ આવે નસીહત અગર.

કહી એટલું જોયું સિયાવક્ષ પાસ,
પીખી ગાલો બંન્ને કીધો શોર ખાસ.

ઓ શાહ! ઓ દીલેર! અફસરે પહલવાન,
સર અફ્રાઝ ઓ! શેર બાહદુર જવાન.

તેં તજ્યાં છે ઇરાંની મુંલ્કો, ઝમીન,
ગણ્યો બાપ સર્દારને તેં યકીન.

છતાં પગ ઉંઘાડે, અને બંધ દસ્ત,
છે કયાં પહલવાંનો, અને તાજ, તખ્ત?

છે કયાં પેલા કૂઓલો, ને સોગંદેશાહ?
કે ધુંજ્યાતા સુર્ય, શનિશ્ચર, ને માહ?

કહાં શાહા કાઉસ, અને પહલવાન?
આં વખ્તે જુએ તારી એવી નિશાન?

કહાં ગેવ, તુસો, કહાં પીલતન,
ફરાંમુર્ઝ, દસ્તાં, અને અંજુમન.

ખબર આં બદીની ઇરાંને થશે,
તો ઝાંખો ખુશીનો દીવસ થઈ જશે.

પુગોચ ગર્સીવઝથી બદીનો સડો,
તો લાંનત દમુર, ગોર્વી, સાથે પડો. ૧૨૩૧

બદીનો ઉઠાવે તુંપર કોઈ હાથ,
તેનું સર કપાઈ, મળો ખાક સાથ.

કરે કામ આસાં તું પર દાદગર,
કરે શત્રુના ડર ભરેલાં જીગર.

રે! આંખો ન થઇ કેમ મારી તબાહ?
ન જોતે એવો તુને ખેંચાતો રાહ?

પીદરથી મારા કયાં હતી એવી આશ?
કે દુર કરશે પહેલુથી સુર્ય પ્રકાશ?

જળી શાહે તુરાંનુ દીલ બન્યું રાખ,
મગર સીવી મુર્ખાઇએ અકલની આંખ.

કહયું હયાંથી જા, થોભતીના લગાર?
તું શું જાંણે હયાં, મારો છે શું વિચાર?

જગા એક હતી ભારી મેહેલે અતી,
જેને ના ફરંગીસ જાંણુતી હતી.
દીધું ચાકરોને જો તેંણે ફર્માન,
તો લઇ ગયા ઘસડી દીવાંના સમાન.
તેને નાંખી લઈ અંધારાંમા બુલંદ,
અને કીધો દરવાજો ઓરડાનો બંદ.

## અફરાસિયાબના હોકમથી ગોર્વીના હાથ ઊપર સિયાવક્ષનું માર્યું જવું.

ફર્માવ્યું પછી કે આં સ્યાવુશને,
કે શાહા એવા હુસ્યાર ખાંમુશને. ૧૨૩૨
જગા એવી લઈ જાઓ કે કોઇ યાર,
ન આવે મદદ, ચાહ કરે એ પુકાર.
કીધી ગોર્વી પર ગર્સીવઝે નઝર,
ફેરવ્યો ન ગોર્વી સીતમગારે ચહર.
ને આવી પૂગો તે સિયાવક્ષ ગમ,
કે ગુમ થઇ તેની જવાંમર્દી, શરમ.
હાથ શાહી દાઢી પર નાંખ્યો, ગઝબ!
ખેંચ્યો ભોંયે ખ્વારીથી, હાય રે અજબ!
રડયો સિયાવક્ષ નઝદીકે કીર્દેગાર,
કે ઓ! ગેતીના રંજથી દુર રેહનાર!

ઉગાડજે મારી નસ્લથી એક ડાલ,
અંજુમન ઉપર નુરી ખુર્શીદ મીસાલ.
જે લે કીનો મારો આં દુશમનો પર,
કરે તાઝી મુંજ કીર્તિ ગેતીમાં ગર.
દેખાડે જે મર્દી, ને હુંનર, ખરે,
ફરી સારી ગેતીને ઉભી કરે.
ચાલ્યો પીઠ પાછળ તેની પીલસમ,
બે આંખોમાં લોહી, અને દીલે ગ઼મ.
કહયું સિયાવક્ષે તું રેહેજે ખુશાલ,
સદા ગેતી તાંણો, તું વાંણા મીસાલ. ૧૨૩૩
પૂગાડજે પીરાં તર્ફ મારી સલામ,
કેહુજે થઈ છે ગેતી આં જુદી તમામ.
પીરાંથી નાં એવી ઉમીદ ભર હતો,
તેનો બોધ હવા, ને હું નેંતર હતો.
હતુ મુજને કહેલું તેંણે લાખ એક.
સવાર . બખ્તરો, પાખરોના, દરેક.
કે આફ્તને દીંન હું તારો યાર થઇશ,
ને તંગીમા તારો મદદગાર થઈશ.
સાંમે ગર્સીવઝ઼ની દોડાવતો ઝબર,
નાંમોશી, દુ:ખી જીવે, પ્યાદો, મગર.
નથી જોતો હું કોઇનેબી મારો યાર,
કે જે મારી ઉપર રડે ઝાર ઝાર.
સેપાહ, શહરથી, તે પડયો દુર જઇ,
ગયા ખેંચી બાંધેલો મયેદાને લઇ.

લીધું ગર્સીવઝ પાસ ખંજર જબુન,
ધયું ગોર્વીઝેરેહે કરવાને ખુન.
ને ચાલતાંજ ખેંચ્યા તેના બાલ ખાસ,
અને લાવ્યો પેલા નિશાંનાની પાસ.
અગઉ જેને પાડી હતી લઇને તીર,
સિયાવક્ષે, ગર્સીવઝે, [1]શેરગીર. ૧૨૩૪

આવી લાંગો જ્યારે તે નિશાના પાસ,
બુરી નિયતોનો, બુરો ગોર્વી, ખાસ.
નાંખ્યો મસ્ત હાથી જેવો ખાક પર,
ન આવી શરમ, કે ન અફસરનો ડર.
મુંકી તશ્ત સોનેરી ધર્તી ઉપર,
કીધું તનથી જુદું તે ખંજરે સર.
થયો [2]સર્વના થડથી આફતાબ દૂર,
પડયું ખાબમા શાહનું માથું જરૂર.
કેવી ઊંઘ! કે વિટયો તેને બહુ વખત,
છતાં તે ન હીલ્યો, કે જાગ્યો, તુરત.
તે લોહીનીબી તશ્તં ફર્માવેલે મુંકામ,
કે લાવીને ગોર્વીએ ધોળી તમામ.
થોડીવારે છોડ ઉગ્યો ખુનમાથી જે,
ખુદા સીવા કોણ જાંણે, કેંમ ઉગ્યો તે?
તે છોડવાની આપું છું તુને નિશાંન,
કે જેને કહે છે ખુને સ્યાવુશાંન.
કરે છે તે ફાયદો ખલકને ઘણો,
અસલ છોડ છે જે, તેના ખુન તણો.

૧ સિંહોને પકડનાર. ૨ સરવના ઝાડનાં થડથી.

ઉઠી એક હવા ધુળ ભરેલી સીયાહ,
છુપાયા જેનાથી કે ખુરશીદ માહ. ૧૨૩૫

ન જોઈ શકતું કોઈ મોઢાંને એક દીગર,
કીધી સઉએ લાઅ્નતો ગોર્વી ઉપર.

છે શાહુથી શાહી તખ્ત ખાલી શીતાબ,
તો ના હોતાં સીધું સરવ, આફતાબ.

હું ફર્યો સીધે, ડાબે, ચોગમ, મગર,
ન જોયા મેં ગેતીના પયેરો, કે સર.

બદી એક કરે છે, જે પાંમેચ ભલઇ,
બને ગેતી નોંકર, નસીબથી સગઈ.

સીવા નેંકી ભરતો નથી એક કદમ,
તે પાંમેછે હરદમ ગરીબી સીતમ.

નહીં રાખ જીવ સાથે ચિંતા નિદાન,
ન કર ગમ દીલે ગેતીમાં જાવેદાન.

કે છે જે, નલાયક ને નાંપાયેદાર,
હતી ને એવીજ રેહેશે, ગેતી અપાર.

છે માટે પડે જે તેં સરખું મુદામ,
ન રેહેશે સદા તારી સાથે તમામ.

સિયાવક્ષના ઘરમાંથી ઊઠયા પુકાર,
બની ગર્સીવઝથી જહાં જોશદાર.

તોડયા દાસીએએબી બાલો બુલંદ,
ફરંગીસે કસ્તુરની લાંબી કમંદ.– ૧૨૩૬

ઉખેડી, ને કંમરે બાંધ્યા તે બાલ,
નખોએથી ચીર્યા ગુલાબી તે ગાલ.

મહારૂખની સરદારે, ખોલી કમંદ,
પીખી ચેહેરો ગમગીં બની તે બુલંદ.

પુકારીને જાંન ઉપર અફ્રાસેયાબ-
નાં, લાંનત કરી લાગી વર્સાવા આબ.

ગયો શોર સર્દારનાં કાંણે જ્યાર,
તો લાંનત, ને ઝારીના, સમજી પુકાર.

કહે ગર્સીવઝ મુંઝીને, શહરયાર,
કે પરદાથી તેંણીને તું કાઢ બાહાર.

ધરી બાલ, પર્દાથી ખેંચીને બહાર,
તું લઈ પાસ જા જલ્લાદો ચોકીદાર.

કહે કે ધરે બાલ તેંણીને સર,
ને ચાદર ચીરે તેના તનની મગર.

મારો કાઠી ખુબ, [1]બી કીનાનું અગર,
કે નાંખે તુરાં ઝમીંના મુલ્ક પર.

ન ઉખ્મે સિયાવક્ષથી ચાહતો દરખ્ત,
ન ડાળી, ન પાંનો, ન તાજો, ન તખ્ત.

તમામ અંજુમનના તેઓ નાંમવર,
જણે જણે લાંનત કીધી તે ઉપર. ૧૨૩૭

કે શાહો, વઝીરો, ને પહલવાંનથી,
સઝા એવી સમજી નથી કાંનથી.

આવ્યો પીલસમ ગાલો બે ખુનેતર,
બળી ગયેલા જીવે, ને રડતે ચહર.

કે લહહાક અને ફર્શીવર્દની તે પાસ,
કીધી વાત સર્વે વિટેલીઓ ખાસ.

૧ તૉખમ

દોઝખ ભલું તખ્તે અફ્રાસેયાબથી,
નથી દેશ લાયક, આરામ ખાબથી.

આપણુ જઇયે દોડીને પીરાંન પાસ,
લીધે કુચેદીઓનાં દુખો, દર્દ, ખાસ.

કે ત્રણુ ઘોડા તેઝી ઉપર કીધાં ઝીન,
લપેટવા ગેયા તેઓ મંડયા ઝમીન.

થયું એમ તે માલેકનું ગેતીના કુલ,
કે પીરાંની રાહુથી ઉડવા લાગી ધુલ.

કારણુ સાંભળ્યુંતુ કે અફ્રાસેયાબ,
સિયાવક્ષથી લડવા થયો છે શીતાબ.

કે તેઝી ઘોડે હાથી લશ્કર ગુલામ,–
લઈ દોડયો સિંહુ જેવો ગમગીં તમામ.

કે જેથી તે જાયે પોંચી શાહુનીજ પાસ,
ને અટકાવે જેથી આં વાતોબી ખાસ. ૧૨૩૮

પીરાં પાસે પૂગા તે ત્રણદે સવાર,
ચેહેરા લોહી ભર્યાં ને જીવ કાંટાદાર.

તે બોલ્યા, સેપાહુના પહલવાંન ખાસ,
ન રાખ ભાઇથી, શાહુથી, નેંકીની આસ.

કીધી વાતોબી તેની પાસે તમામ,
બુરાઈ કેમ પોંચી, નસીબે મુદામ.

રડાપીટ ચાલી કેવી આં જહાન,
ન જોઇ હશે નાનાં, મોટાંએ, નિદાન.

સિયાવક્ષનાં પત્થર જેવા બાંધી હાથ,
ને જોતરબી ગર્દનમા નાખીને સાથ.

દોડાવ્યો તેને ગોર્વીએ પ્યાદો કેમ?
ધુળ ભર્યું સર, મોંઢે આંસુઓ એમ.

હાથી જેવું તન ખાક ઉપર ગરમ,
તે નાંખ્યું, ને આંખોથી ધોઇ શરમ.

ધરી તશ્ત એક ગોર્વીએ તેની પાસ,
ને માથું મંડયું ગોયા ગોસ્પંદ ખાસ.

કાપ્યું તાજવરનું તે સર તેને તન,
ફેંકયું ગોયા સીધાં સરવને ચમન.

આહો ઝારી ભર્યું શહર થઈ ગયું,
કરાં ગોયા, આંખોનું પાણી થયું. ૧૨૩૯

સીતમગર ગોવાળ્યોબી [1]દશ્તે કળુ,
ન કાપે એવું ઘાતકી થઈ ગળું.

કે જેમ કાપ્યું ઇરાંના પાદશાહનું સર,
ન જોયલું, કે સમજેલું, કોઇએ અગર.

એ વાતો પીરાં કાને સમજી લઈ,
ઘોડેથી પડયો નિચે બેહોશ થઈ.

કીધાં વસ્ત્ર ફાડી બધાં ચાકચાક,
પીખી નાંખ્યા બાલો, અને છાંટી, ખાક.

વર્સાવતો પીળાં આંસુ આંખે તદન,
ને કરતો સિયાવક્ષનાં સોગે રૂદન.

પુકારીને બોલ્યો, આ લાયક કોલાહ,
ન તું જેવું જોશે એવું કોઇ [2]ગાહ.

લહહાકે કહયું કે હવે જલ્દી કર,
ન તો દર્દ વધશે ફરી દર્દ પર.

 ૧ કલુના જંગલનો. ૨ તખ્ત.

અક્રાસેયાબે, માથાંમા ભેજાં વગર,
ફરંગીસને કાઢી છે રસ્તા ઉપર.

કે બાલો ખેંચી લાવ્યા દરબાર પાસ,
તેના ચોકીદારો, ને જલ્લાદો, ખાસ.

તબાહ તેને કરવાનો રાખેચ વિચાર,
કુદીને તું જઈ પુગ અત્રેથી યાર. ૧૨૪૦

લીધા પહલવાંને તબેલાથી બસ,
દીલેરોના અઝમાવેલા ઘોડા દસ.

પોતે, જંગી રૂયીન, ને ફર્શીદવર્દ,
દો યા તુર્ત રાહમાં ઉડાવાને ગર્દ.

બે રાત અને બે દહાડે પુગો દરગાહ,
જોયા [1]જફાકારોને, દરબારે શાહ.

કે જોઈ ફરંગીસનેબી બેહોશ, વરી,
ખેંચે છે તેને, ચોકીદારો ધરી.

દરેકને છે હાથ એક શમશીર તેઝ,
મચી ગોયા દર્બારમા [2]રસ્તખેઝ.

દીલે સઉ દુઃખી, પાંણી આંખો મેયાન,
અક્રાસ્યાબ પર લાંનતે પુર ઝબાન.

કેહતાં હરજણાં દર્દથી, ડરથી, એ,
કે ટુકડાઓ હમણાં ફરંગીસના બે-
કરી દેશે, શાહી થશે આં તબાહ,
ન ગણુશે એને કોઇ પોતાનો શાહ.

૧ જલ્લાદોને. ૨ કયાંમત.

# પીરાનનું અફ્રાસિયાબની નઝદીક આવવુ અને તેનું ફરંગીસને છોડવવું.

પીરાન આવ્યો દાંના જો વા, ની મીસાલ,
થયાં જેથી દાંનાઓના દીલ ખુશાલ.
પીરાં પર તેંણીની પડી જો નઝર,
તો આંખોના આંસુથી ઢંકાયો ચહર. ૧૨૪૧

બદી તેં કીધીચ મારી સાથે અને,-
આં આંતશમા નાંખી છે જીવતી મને.
પડયો ઘોડા ઊપરથી પીરાન ખાક,
કીધો ચાક પહલવાંની સર્વે પોશાક.

લીધા હેતે બોસા પગો, સર, ઉપર,
આંતશ ભર્યા જીવે, આંસુ ભર્યે ચહર.
તે બોલ્યો, નથી આં થયું ઠીક કામ,
બદી એ! નથી શાહને ભેજું તમામ.

સીધું સર્વ ફેંકયું શું બસ છે ન એ?
કે રંજ ગુલની ડાળીએ નાંખે છે તે?
કહયું [૧]દરના દરબાંનોને એ મગર,
હુકમથી થોડીવાર ફેરવે ન સર.

આવ્યો પેહડી . કપડાં તે એક હાથ પર,
બળી જતા જીવે, આં વાતે ઝબર.
આવ્યો દોડી નઝદીકે અફ્રાસેયાબ,
દીલ ઝખમી દર્દે, ને આંખો [૨]પુરાબ.

૧ દરબારના. ૨ પાણીથી ભરેલી.

કહયું શાહ તું જીવજે ખુશીમાં ઝરૂર,
બદીનો સદા દસ્ત રહે તુંથી દૂર.

શું આવી બદી તું પર ઓ નેંક ખુ?
કે આવી ઉભો, બદ દીવસ સાંમે તુ? ૧૨૪૨

ફાવ્યો કેમ દેવ કમ અકલ દીલ ઉપર?
ને કાં દીલથી ગઈ શર્મ રબની મગર?

શીખવ્યું બુરૂ કોંણે આં કામ સખ્ત,
તેનો બદ દીવસ, ને થજો ઊંધુ બખ્ત.

કે બેગુનાહ સ્યાવક્ષને માર્યો તમામ,
નાંખ્યાં ખાકમાં તેના દબદબો, નામ.

બદીની થશે આં ઈરાંને ખબર,
તો બનશે દીવસ નેંક, ભુંડો ઝબર.

ને ઇરાં ઝમીનથી ઘણાં પહલવાન,
સેપાહ લાવશે દુઃખ, કીનાથી, નિદાન.

બદીના હાથે શાંત ગેતી હતી,
હતી રાહે યઝદાંથી ઝાહેર અતી.

તેટલાં દેવ દોઝખથી કુદયો [1]રઝીલ,
આવી શાહે તુરાંનુ ફેરવ્યું દીલ.

લાંનત બદ અહરીમન ઉપર સર બ સર,
વિચાર જેણે ફેરવ્યો બદ રાહા પર.

તું પસ્તાશે એ કામે લાંબો વખત,
ગરમ રેહેશે દુઃખમાં હંમેશાં સખત.

ન માલુમ બુરઈ કોંણે શીખ્વી અપાર?
હશે શું એમાં દાદગરનો વિચાર? ૧૨૪૩

[1] ફરેબી

તેને છોડી, ફર્ઝંદ પોતાનાને તું?
પોતેજ ચાહે છે રંજ દેવાને શું?
દીવાંના જેવો તખ્ત છોડીને એમ?
તું ચાહેચ ઉગાડવા બુરો રોઝ કેમ?
નથી માંગતું કંઇ ફરંગીસનું બખ્ત,
ન દવલત. ન શાહી, ન તાજો, ન તખ્ત.
મગર છે હુમેલદાર ફર્ઝંદ આય,
ન કર એમ કે ગેતીમા બદનામ થાય.
જીવે ત્યાં સુધી લાંનતો બહુ થશે,
મુવા બાદબી દોઝખે તું જશે.
જો શાહ ચાહે કરવા ખુશી મારો જાન,
તો મોકળાવે તેંણીને મારે મકાન.
અગર તુને છે આંય બચ્ચાંનો ડર,
તો એમા નથી દર્દ, કે રંજ, ગર.
તેને તનથી જુદું થવા દે તું ખાસ,
બદી ચાહે કરજે, હું લાવીશ પાસ.
તો બોલ્યો, છે રાસ્તી, તું કહે છે અગર,
કીધો મુંજને ખુંનની તેં હાજત વગર.
ત્યારે પીરાં સરદાર ખુશ થઈ ગયો,
દીલે બદ અંદેશાથી છુટો થયો. ૧૨૪૪
આવી દરગાહે, તેંણીને લઇ ગયો,
ને ઠપકોબી દરબાનોને દઇ ગયો.
ગયો લઈ વગર રંજ, શેહેરે ખુતન,
પુકારી તે દરબાર સઊ અંજુમન.

કહયું મેહેલે આવીને ગુલશહરને,
કે જોઇયે છુપાવવી આં ખુબચહરને.
જેથી શાહ તેંણીથી જો આવે અગર,
પછી તેનો ચારો કરીશ એક ઝબર.
તું રેહેજે તેંણી પાસ દાસી સમાન,
કે જોઇયે શું બાઝી રમે છે જહાન?

## પીરાનનું સિયાવક્ષને ખાબમાં જોવું અને કયખુસરોનું પયદા થવું.

એ પરબી ગુઝર્યો જો થોડો વિલમ,
ફરંગીસ છુટી બાળથી, ચંદ્ર સમ.
વગર ચાંદની, કાળી રાતે નિદાન,
ઉંઘાતાં પશુ, પંખીઓ, ને હેવાન.
તો જોયું પીરાં સરદારે ખાબથી,
દીવો એક રોશન, છે આફ્તાબથી.
ધરી તેગ હાથે, છે સ્યાવક્ષ તખ્ત,
કહયું કે નથી આંયે સુવાનો વખ્ત.
તુ આં ખાબ મીઠાને [૧]આઝાદ કર,
ને ગેતીના બદલાની તું યાદ કર. ૧૨૪૫
નવો રોઝ, રસ્મો નવી, ને જશન,
છે શાહ ખુસરોના જન્મની [૨]શબ તદન.

૧–અલગ ૨–રાત.

ખાધો પેચ સરદારે ઊંઘથી મધર,
સુરજ જેવી ગુલશહર ઉછળી ઝરૂર.

પીરાને કહયું જા ઉઠીને તું ખાસ,
સેવા કરવા સ્યાંણી ફરંગીસ પાસ.

જોયો હમણાં સ્યાવક્ષને ખાબથી,
હતો રોશન આફતાબો માહતાબથી.

કહયું ઉઠ ન સુતો ઘડીબી તું હાલ,
થા, [1]જહાંદાર ખુસરોના જશ્ને ખુશાલ.

તુરત દોડી ગુલશહર માહતાબ પાસ,
જોયો શાહને માહથી તે છુટેલો ખાસ.

જોઈ, ખુશ થતી તુર્ત આવી તેવાર,
મહલ તેના આવાઝે ગાજ્યો અપાર.

કહયું આવી સર્દાર પીરાન પાસ,
ગોયા માંહ અવતર્યો છે શાહ ખાસ.

અજાયેબી જો આવી અંદર મુંદામ,
બુઝર્ગી તે રબની, ને ડાપહણુ તમામ.

તું કેહશે ન જોઇયે સિવા એને તાજ,
ગોરઝ, બખ્તરો, શહર, કરવા તારાજ. ૧૨૪૬

શહા પાસે સર્દાર આવ્યો તેવાર,
તેને જોઈ હસ્યો, ને કીધો નિસાર.

એવું કદ, ને ઉંચઇ, ને ગર્દન, ને દસ્ત,
ગોયા એક વરષનો દેખાતો તે વખ્ત.

સિયાવક્ષથી બે આંખ પાણીએ તર,–
કરી, કીધી લાંનત અફ્રાસ્યાબ પર.

1 ગેતીનો શાહ.

બોલ્યો નામેવર અંજુમનને [1]મેયાન,
કે જાય આં સુખનથી અગર મારો જાન.

ન હાથબી બગાડવા દેવશ શાહ ઉપર,
મગરમચ્છને મોંઢે મને સોંપે ગર.

બીછાવી જો તેગ આફતાબે જેવાર,
પડી ખાબમાં રાત કાળી તેવાર.

તુરત પહલવાં ફઓજનો આવ્યો ખાસ,
ઉમીદો, ને ડર, ભર્યો તે શાહા પાસ.

થોભ્યો, જ્યાં સુધી ખાલી દરબાર થઇ,
પછી નાંમવરના તખત પાસ જઈ.

ને બોલ્યો, કે સરદાર ખુરશીદ સમાન,
હુંનરમંદ, બાહોશ, શાહે જહાન.

વધ્યો બંદો તુંજ બખ્તથી રાતે ગઇ,
ગોયા હોશ માહતાબે દીધો છે દઇ. ૧૨૪૭

ખુબીમા નથી તે જેવો કોઈ જહાન,
સુતો છે જે પાળણુંમા ચંદ્ર સમાન.

તથા પાછો જીવતો અગર તુર થાય,
તો ચેહરા, ને દીદારનો, આતુર થાય.

ગોયા પહલવાં છે ફદીદુંન મસ્ત,
શું દબદબો, ચેહેરો, શું પયેરો, શું દસ્ત.

નથી મેહેલમાં તે જેવોતો ચિતાર,
થયોચ શાહી દબદબો તાઝો અપાર.

હવે દુર કર દીલથી બુરા વિચાર,
શોભા તાજની, મોટાં દીલે વધાર.

[1] અંદર.

રોશન તેને યઝદાંએ કીધો ઝરૂર,
કીધો ઝુલ્મ, બેદાદી, કીનાથી દુર.

થયો દુઃખી પોતાના કીધાથી 'જાન,
મારી એક સર્દ હાય દીલથી નિદાન.

બદીથી પસ્તાયો, કરી જે લીધી,
પોતેજ પોતાનાં દીલે ખ્વારી કીધી.

મળી શાન્તી પસ્તાવો કરવે તુરત,
ઇલાજ દર્દનો નાં હતો કોઇ સુરત.

કહયું, પડશે આંફતો મુંજ પર અતી,
હરેક કોઇથી વાતો એ સમજી હતી. ૧૨૪૮

આં ગેતીમાં જંગો થશે બેશુમાર,
કે બોલ્યો તો મુંજ પાસ કોઈ સલાકાર.

તુંખમથી આં તુરનાં અને કયકોબાદ,
થશે પાદશાહ એક પયેદા બુન્યાદ.

રેહેશે જેની માયાની ગેતી આતૂર,
ઇઝત મળશે ઇરાં તુરાંમા ઝરૂર.

થશે તે ઝરૂર, જે થવાનું હશે,
ન કંઈ દર્દો, ગમ, ફીકે, હાંસીલ થશે.

સીયાવક્ષનાં ખુનથી દીવસ રાત ખાબ,
તબાહ જીવ ઉપર કરતો અફ્રાસેયાબ.

ન થાય એમ, કરી ખુન બીજુ અને,
અકલ ખોહી મુંજ દીલ દીવાનું બને.

અગર એથી દુખજ છે પુગવું મુંદામ,
તો લખ્યું કરમનું થવાનુજ તમામ.

ખુદાનોજ કરૂ હવે ઈત્બાર બસ,
કે બદલાય ન મારો ખુશીનો દીવસ.

એને રાખતા અંજુમનમા ન ખાસ,
મોકળજો કોહ ઉપર ગોવાળ્યાઓ પાસ.

ન જાણે જેથી એ હું છું કોણ કેમ?
સોંપાયલો એવી રીતે એ લોકને એમ? ૧૨૪૯

ન જાંણશે અકલથી કે કોઇથી બુન્યાદ,
વિતી રાતોબી જેથી આવશે ન યાદ.

વળી બોલ્યો, જે યાદ આવ્યા સુખન,
જુની જગ, નવી લાગો જાંણવા તદન.

શું કરશે? નથી ચારો તુંજ હાથ સહી,
પોહુળી ચોડી જગ ફન્દે આવશે નહી.

ઝમાનાથી આવેચ બદી જે અગર,
તો જાંણુ કે છે નેકીબી તેથીજ ઝબર.

આવ્યો શાદ દરગાહુથી પહલવાંન બાહાર,
હતા નેંક સઉ તેના દીલમા વિચાર.

તે આવ્યો વિચારેજ પોતાને મકાન,
કે થઈ કેવી પયેદા તે જડ઼ અને પાન?

કીધી ગેતીના દાદગરની સેપાસ,
નવા શાહા માટેબી કીધી નેયાસ.

ખબર શું કે જીવ લેશે એજ કોઈ પળ,
ને આવશે ભલી ખેતીનું ભુડું ફળ.

નાખ્યાં બીજ નેંકીના ધુળમા શીતાબ,
ખાડાઓ, ને ખારી, ઝમીનમાં, ખરાબ.

ધીકાર હોજો દુઃખ દેનારી જગ ઉપર,
બુરૂં છે જેનું બાહાર કરતાં ભીતર. ૧૨૫૦

## પીરાનનું કયખુસરોને ગોવાળિયાને સોપવું.

તેડાંવ્યો કલુના પહાંડનો ગોવાળ,
કીધી વાતો શાહજાદા માટે [1]વિશાળ.
સોંપ્યો તેને ગોયા દીલ, આંખો, સમાન,
[2]જહાંજોએ વખણાયલો તે પહલવાન.
કે રાખજો એને ગોયા હોય જાંન પાક,
ન થાય એમ કે લાગે હુવાબી યા ખાક.
એના કામો કરજો, ભલાઇથી તમામ,
કરી શેવા રેહેજો, બની સઊ ગુલામ.
જમાનાથી આવે બદી જો અગર,
તો આંખો, ને દીલ, કરજો સદકે મગર.
તેઓએ મુકી આંગળીને માંથે સર,
ગયા તાજવરને લઈ કોહ ઉપર.
જે જોઇયે તે ચીજોબી આપી તમામ,
ને દાઈબી મોકળી તે સાથે મુદામ.
કર્યું આંસમાં કંઇક એ વાત પર,
માયા ભર્યો ખુસરોને દેખાડયો ચહર.
થયો સાલ સાતે, દીલેર નામવર,
કહયો હુંનરે ભેદ તુખ્મી જબર.

૧ ઘણીએક ૨ ગેતીનો પસંદ કીધીલો.

કમાં લાકડીની, આંતરડાંની ડોર,
બાંધ્યા બેહુ છેડા, કરી તેને ઝોર. ૧૨૫૧
વગર પર, ને [1]પયેકાં, કીધો તીર ત્યાર,
શિકારનો કીધો જંગલે તે વિચાર.
તે દસ વર્ષે બાંહદુર જંગી થયો,
ડુકકર ને વરૂઓની જંગમા ગયો.
ગયો વખ્ત એ વાત પર કંઈ નિદાન,
ન માનતો રખેવાળનુંબી ફર્માન.
જતો ત્યાંથી ચિત્તા ને સિંહો ઊપર,
કે સામાન જંગનો, કમાં લઈ ઝબર.
ગોવાળ આવ્યો કોહુ, અને જંગલથી ખાસ,
ગયો તે પુકાર કરતો પીરાંન પાસ.
પેલા જંગી સિંહુ છુટા માટે હું ખાસ,
આવ્યો છું ફર્યાદ કરવા તું જંગી પાસ.
હતો કરતો પરથમ હરણનો શિકાર,
ન ચિત્તા કે શેરોની જંગનો વિચાર.
મગર જંગી સિંહુની લડઈ તેની પાસ,
ને મારવું હરણ, એ છે સર્ખુજ ખાસ.
ન થાય એમ કે પુગે તેને કોઈ [2]ગઝંદ,
ને ઠપકો મને દે તું પહલવાં બુલંદ.

૧ નોંક. ૨ હાંણી.

## પીરાનનું કલ્લુ પાહાડ ઉપરથી કયખુસરોને લાવવુ અને તેને અફરાસિયાબની નઝદીક લઈ જવું.

એ સમજી ને હસ્યો, ને બોલ્યો પીરાન,
હુંનર, ને તુખમ, નથી છુપતાં નિદાન, ૧૨૫૨
પછી બેઠો ઘોડા ઉપર તેઝ ખાસ,
આવી લાગો ખુર્શીદ જેવા શાહ પાસ.
તુરત આવી લાગો [1]જવાં તેની પાસ,
નઝર કદ ઉપર કીધી પહલવાંને ખાસ.
દોડી ગયો શાહઝાદો વાની સુરત,
આવીને તેનો હાથ ચુંમ્યો તુરત.
પીરાંને જોયો દબદબો ને ચેહેર,
તો મોંહ આંસુ ભર્યું, આવી દીલે મેહેર.
બગલમાં ધર્યો તેને બહુ વારથી,
છુપી વાતોબી કીધી દાદારથી.
કહયું તેને ખુસરોએ, ઓ પાક દીન,
ઝળકતી રહો તુંથી તુરાં ઝમીન.
કારણ કોઇ જાંણે છે તુને અગર,
ને કેહતા ન તુને મહરબાં વગર.
ગોવાળઝાદાને તું બગલમા ધરેચ,
તે એ વાતનો કંઇ ન પરદો કરેચ.

[1] જવાંન કયખુસરો.

બળ્યું દીલ અફ્ઝલમંદનું બી તે ઊપર,
થયો આગ જેવો તેનો લાલ ચહરે.
બોલ્યો કે વડીલોની અયે યાદગાર,
ભલો, પણ ઠગાયલો તું જગથી અપાર. ૧૨૫૩

નથી તુખ્મ તું કોઈ ગોવાળ્યા તણું,
એ વાતો પર કેહવું છે મુંજને ઘણું.
મંગાવ્યો જવાન માટે અર્બી રખસ,
પેહડાવ્યાં તેને શાહી કપડાં સરસ.
તેને લઈ ગયો મેહેલમાં સાથ ખાસ,
હતો જીવ સિયાવક્ષને માટે ઊદાસ.
બગલમા તેને પાળતો તે હતો,
રેહતો ખુશ દીનોમાં, ખુશી બહુ થતો.
હતાં દુર ખાવું, ને આરામ, ખાબ,
તેના પ્યારે, ને ગુસ્સે, અફ્રાસેયાબ.
ગયો કંઈ વખત કે [1]ફલકબી તેવાર,
દેખાડવા લાગું દીલે શાંન્તી, ને પ્યાર.
અફ્રાસ્યાબથી કોઈ આવ્યો તરત,
સીયાહ રાતે ખાબો ખુશીને વખત.
તેડે છે તું જંગીને શાહ નામવર,
ગયો તે, કીધી વીટી વાતો મગર.
સદા મારૂં દીલ બદ વિચારે અપાર,-
દુઃખી છે, ન ગમ કાઢતો દીલથી બાહાર.
કે સ્યાવક્ષના બેટાએ તો આં મગર,
ગોયા મારો દીન ઊંધો વાળયો ઝબર. ૧૨૫૪

1 આસમાંનબી

નબીરો ફ઼રીદુન! ને પાલે ગોવાલ?
પસંદ શું કરે એ અક઼લ ભર્યો ખ્યાલ?
લખી છે એમજ જો બદી બેગુમાન,
તો યુકિતથી મીટશે ન રબનું ફ઼ર્માન.
વિટી વાત જ્યાં વેર કરશે ન યાદ,
છે તે શાદ ત્યાં વેર, ને આપણુબી શાદ.
જો બદ તેની ખસ્લતો આવશે નઝર,
તો કાપશું પીદરની પખે તેનું સર.
કહયું તેને પીરાંને અયે શાહરયાર,
તું ખુદને ન જોઇયે કોઈ [1]રાહાવાર.
એ બાળકતો છે એક ગાંડા સમાન,
વિટી વાતોનું એને શું આવે ધ્યાંન?
કાલેજ મેં ગોવાળથી સમજ્યું છે તે,
બેહોશ, ને બેઅક઼લ, તે ખુબસુરત છે.
છે ચેહેરો, ઊંચઇ, ક઼દ, દમામદારનાં,
પણ બુધ્ધી નથી સરે, તાજદારના.
ગોવાળ્યો જેને પાળે પાહાડો ઉપર,
તો જંગલી પશુ હોય તે ડાહપણ વગર.
ન કર ખ્યાલ પોતે દુઃખી થા ન તું,
કહયુંચ મોટા દાંના અક઼લમંદે શું? ૧૨૫૫
પીદરથી વધારેતો પાળનાર છે,
મગર ભેદ માનો પુરો પ્યાર છે.
જો આં વખ્તે દે શાહા ફ઼રમાંનને,
તો હયાં લાંઉ વખણાંયલા તે જવાંનને.

[1] શીખવનાર.

વચન દઈ મને તું પ્રથમ .. શાદ કર,
લીએચ શાહો સોગંદ તેવા યાદ કર.

લેતો ફરીદુંન તાજ, તખ્તો, કોલાહ,-
ના સમ, કરતો જો નેંકી ઉપર નિગાહ.

તખત, તાજ, હતું તુર પાસે બુલંદ,
જે ગેલીના સાહેબના લેતો સોગંદ.

નેયાંગાં લેતો ઞાદશમ ઞોર, તખ્ત,
સનિ, સુર્ય, મંગળના, સાહેબના સખ્ત.

ચુકો સમજી પીરાંથી અફ્રાસેયાબ,
પડયું સર તે જંગીનું કરવાને ખાબ.

લીધા શાહી સોગંદ, તેને એક સખ્ત,
સિયાહ રાત, રોશન દીવસના, તે વખ્ત.

ને રબના, કે જેંણે બનાવી જહાંન,
ફલક, જીવ જંતો, ને કીધાં હેવાંન.

સીતમ ન કરશ હું એ બચ્ચાં ઉપર,
ધમકાવી ડરાવશ ન હર્ગેઝ મગર. ૧૨૫૬

કહયું પીરાંને બોસા લઇ ખાક પર,
કે ન્યાયના એ સાથી, શહા દાદગર.

આં કુલ ધર્તીપર તું જેવો શાહ નથી,
ફલક પર તું ચેહેરા જેવો માહ નથી.

નેંકી તર્ફ હોજો અકલ રહનુમાય,
ઝમાનો ઝમીં તુજ પગે ખાક થાય.

આવ્યો જલ્દી દોડીને કયખુસરો પાસ,
કે લઇ લાલ ચેહેરો, ખુશી દીલે ખાસ.

કહયું દુર કર અક્લ દીલથી શીતાબ,
લડઇનું પુછે, દે ખાવાનો જવાબ.

દેખાવ દેજે તે પાસે પારકા સમાન,
ઘેલાપણુ સીવાયે ન ખોલતો ઝબાન.

ન કોઇ રીતે ડાહપણુ જણાવતો અગર,
દીવસ આજનો વિટે તું પર મગર.

મુકી કયાંનીઓની કોલાહ તેને સર,
કમરબંદબી બાંધ્યો કયાંની કમર.

મંગાવ્યો ઘોડો ચાલ તેઝી ઝબર,
બેઠો પાક ભેજાંનો જંગી તેપર.

અને આવ્યો દરગાહે અફ્રાસેયાબ,
જોઇ જેને સઊ લાયાં આંખોમાં આબ. ૧૨૫૭

પોકારો થયા, કે હવે આપો રાહ,
કે આવેચ નવો પહલવાં [1]તાજખાહ.

આવ્યો પહલવાં એમ તે શાહા પાસ,
ગયો પાસે લઇ, પીરાં સર્દાર ખાસ.

આવી લાગો નઝદીકે અફ્રાસેયાબ,
મમાવાનો ચેહેરો થયો શર્મે આબ.

થોડીવાર જોયો કરીને નઝર,
થયો રંગબી ગુમ ચેહરા ઉપર.

નેતર જેવું ધ્રુંજ્યું તે જંગીનુ તન,
છોડી આસ ખુસરોના જીવની તદન.

તેની શાહી ગર્દન, ને હાથો, ઝબર,
તથા ચાલ, દબદબો, મોટઇ, ઊપર.


૧ તાજની ઇચ્છા ધરાવનારો.

અજબ જોઈ રહયો તેને થોડો તે વખ્ત,
વફાદારી ચાહી, જફા છોડી સખ્ત.

થોડીવાર બેઠો, કે ખિલ્યો ચેહેર,
ઝમાનો જો લાવ્યો તેના દીલે મેહેર.

બોલ્યો તે, નવા આવેલા ગ્વાલ એમ,
દીવસ, અને રાતો, પીછાણે છે કેમ?

ને રાખે છે કેમ ગોસ્પંદની બર્દાસ,
ને બકરાં, ને મેઢાંબી, કેટલા છે ખાસ? ૧૨૫૮

જવાબ એમ દીધો, શિકાર નથી ખાસ,
નથી તીર, ચીલ્લો, કમાં, મારી પાસ.

કહયું તેને હયાંથી જશે તું ઇરાન?
દીલેરોના પાદશાહની પાસે નિદાન?

દીધો જવાબ કે જંગલો કોહ ઉપર,
સવાર ગયો મુજ પાસથી એક ઝબર.

પૂછયું પિતા માતા વિષે ત્રીજી વાર,
ઈરાં, ને શહર, ખાબ, આરામ, યાર.

કહયું જે જગે હોય ચિત્તા અગર,
ત્યાં ફાટે છે બાહાદુર નરોના જીગર.

શીખવનાર માટે ફરી પુછયો હાલ,
ભલી અને બુંડી ઝમાનાની ચાલ.

દીધો જવાબ કે ફાડી ખાનારો શેર,
નથી કરતો લડનારા કુતરાને ઝેર.

હસ્યો પાદશાહ, ખીલ્યો ફુલની મીસાલ,
ને નર્મીથી પુછયો તે ખુસરૂને હાલ.

નથી ચાહતો લખવાનું શીખવાને તું?
નથી ચાહતો દુશમનથી કીનોબી શું?

કહયું કે નથી રહયો દુધમા ચિકાસ,
ચાહુંચ કાઢું ગ્વાળોને જંગલથી ખાસ. ૧૨૫૯

હસ્યો પાદશાહ તેની વાતોથી ખાસ,
કીધું મોઢું લશ્કરના પહલવાંન પાસ.

કહયું કે નથી દીલ ઠેકાણું ઊપર,
બતાવે છે પગ, જ્યારે પુછુ હું સર.

એથી દીન ભલો, બદ જણાતો નથી,
કીનો લે એવો નર દેખાતો નથી.

ઇઝ્ઝતથી પોંહચાડ માદરને જઇ,
પરહેઝગાર એક શખ્શને હાથ દઈ.

સિયાવક્ષગેર્દ એને મોકળ તું ખાસ,
ન જાએ બદીનો શીખવનારો પાસ.

જે જોઇયે ખઝાના, દીરમથી, તે લઇ,
ઘોડા, ને ગુલામો, ને કમ ઝયાદા, કઇ.

કહયું તેને સર્દારે જલ્દી તું કર,
અફ્રાસ્યાબથી લઈ ગયો [1]જલ્દતર.

આવ્યો મેહેલમા પોતાના શાદ થઇ,
બદીનીબી આંખો સીવાઈ ગઈ.

કહયું ગેતીનાં દાદગરથી આં પળ,
નવાં ઝાડે લાગ્યાં છે ગેતીમાં ફળ.

ખોલ્યો દર જુના ગંજનો બેશુમાર,
ને શાહ માટે સબ ચિઝ કીધી તૈયાર. ૧૨૬૦

[1] તુર.

મોતી, સાજ રેશમી, ગોંહર, ને દીનાર,
કમરબંદ, તાજો, ને ઘોડા, હથ્યાર.
વળી તખ્ત અને કોઠળીઓ દીરમ,
ગલીચાઓ સાથે વળી ઝયાદા કમ.
તુરત સર્વે લાવ્યો તે ખુસરોની પાસ,
તેને આપી સરવે ને કીધી સેપાસ.
મોકળ્યાં તેઓને ફરી શેહેર પાસ,
ભરાયું'તુ જે કાંટા કચરાએ ખાસ.
તે જગ્યે ફરંગીસ ને ખુસરો ગયાં,
ચારે ગમથી માણુસો એકઠાં થયાં.
ને ગઈ સાંમા લેવાને સારી જહાંન,
દોઆથી ભરી શેહેરની થઈ ઝબાંન.
ઊખેડયું'તુ જડથી મુંબારક દરખ્ત,
જેની ડાળ પુટી છે આ સારે બખ્ત.
રહો બંદ નિગાહ શાહે ગેતીથી દુર,
રવાંને સિયાવક્ષ રહો પુર નુર.
થયા શેહેરના કાંટા [1]શમ્શાદ ખાસ,
ચમનના થયાં [2]સર્વે આઝાદ ઘાસ.
જે ખાકે, કે સ્યાવક્ષનું પીધુતું ખુન,
ફૂટી ડાળ એક ત્યાંથી લીલી જબુન. ૧૨૬૧
જગાથી તે ઉગ્યું હતું એક દરખ્ત,
શહા નેંક સ્યાવક્ષના ખુંને તે વખ્ત.
હતો પાંનો પર તેનો ચેહેરોબી ખાસ,
તેના પ્યારે આવતો કસ્તુરીનો વાસ.

૧ સીધું ઝાડ ૨ સરવના ઝાડ.

જે દયે માસેબી રેહેતું લીલું તમામ,
હતું ગ઼મગીનોની એબાદતનું ધામ.
એવુંજ કામ છે ઇઇફ અસ્માંનથી,
છોડાવેચ બાળ દુધના સ્થાંનથી.
ન ગેતીનો કરતો ભરૂસો શીતાબ,
કારણ કે તે છે બાતીને બહુ ખરાબ.
લગાડે છે દીલ કોઇ ગેતી ઉપર,
લાવેચ ખાકમાં તેનું અંચિતુ સર.
ન જીવતો, ખુશીનાં સિવાએ તું કુલ,
ન સુંઘ બાગ઼ે આલમમા ગ઼મગીની ફુલ.
અગર તાજવર યા હુશે તંગ દસ્ત,
તોબી; પણ તું લાંબો નહીં જોશે વખ્ત.
ન કર જીવ દુઃખી, આં ન તારી જહાન,
નથી તંગ કબરના સિવાએ મકાન.
શું થાય ભેગું કરવાથી? બેસીને ખા,
ઉમીદવાર રબનાં ખજાનાનો થા. ૧૨૬૨
ખુશી કરવી બસ છે આં ગેતીમાં યાર,
કારણુ તેં નથી કરતી કોઈ સાથે પ્યાર.
ચઢાવે છે ચંદર સુધી એકનું સર,
તુરત તેને નાંખે છે ખાડે ઝબર.
બુલંદ આંસમાનું એ છે કામ ગર,
તે પર આ કબી, આ કબી તે ઉપર.
સિયાવક્ષના ખુંનથી લીધું વેર કેમ,
લાયા શાહને તુરાં ઝમીથીબી એમ.

## ફીર્દોસીની પોતાનાં બુઢાપાની ફર્યાદ.

હવે હું લખી કહીશ કીનો લડઈ,
ને રૂસ્તમ તથા ફઓજની તે ચઢઈ.
જે કોઈને કે ઉમર વરષ સાઠ થાય,
ઉમીદ કાપવી તેને ગેતીથી આય.
આવે તેગ સાહાઠીની સર પાસે સખ્ત,
તેનો દારૂ શું? તેતો સાલથી છે મસ્ત.
લગામ બદલે ઉંમરે કાઠી દીધી,
લુટાયો છે માલ, બુરી હાલત કીધી.
કે ટેકડીથી પોતાની તે ચોકીદાર,
નથી જોઈ શકતો સેપાહ બીશુમાર.
ન શત્રુથી ચાહતો ફેરવવા લગામ,
આવેચ ભાલા પાંપણો પાસે તમામ. ૧૨૬૩
આ ઢંકાયો છે બર્ફથી કોહ સિયાહ,
ને લશ્કર તો કાઢે છે શાહનો ગુનાહ.
પગો તેઝ ઘોડા જેવા બે બુલંદ,
બુરા એજ સાહઠોએ કીધા છે બંદ.
ધરાયોચ ગવઇઆ સરોદે દરેક,
ગણેચ સિંહની બુમ, બુલ્બુલી તાંન એક.
હાય! સાલ ત્રીસનો કસ્તુરી ગુલાબ,
ને ફાર્સીની શમ્શીર તેઝી શીતાબ.
નથી ચાહતું તીતરબી જંગલી ગુલાબ,
સિવા [1]ગુલ, ને ડાળી સરવની, શીતાબ.

૧ રાતો ગુલાબ.

અઠઠાવનમું પીધું છે પ્યાલું જો મે,
ન તાબુત, કે જંગલ, સીવા યાદ છે.

હું ચાહુ છુ પાસે તે દાદારની,
કે ફૂર્સદ તે આપે એટલી વારની.

તો બાસ્તાંન નામું આ નાંમીથી ખાસ,
તવારીખ જાઉ મુંકી ગેતીની પાસ.

કે દે હુર સુખનદાંનો વાંચીને દાદ,
કરે મુંજને નેંકી સીવાયે ન યાદ.

પેલી ગેતીમા મુંજ મદદગાર છે,
જે તેગ, અને મીમબર, ધરાવનાર છે. ૧૨૬૪

પેગમબરને ઘરનાનો છું હું નફર,
[1]વસીના કદમ પર છું ધરનારો સર.

સિયાવક્ષની વાતો પુરી થઈ જબુન,
લખુંચ હવે કયખુસરો માટે સખુન.

કહીશ હું, કીધું રૂસતમે શું તુરાંન?
તે શેર મર્દે સ્યાવક્ષના કીના મેયાન.

તું દેહકાનની વાતો ઉપર પાછો ફર,
શું દાસ્તાંનનો કેહનારો કહે છે તે નર?

વૉલ્યુમ પાંચમું

સમાપ્ત.

૧ પયગમબરના જાએ નશીન.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ પાંચમો. નંબર ૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલાં "નવરંગ પ્રિન્ટિંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને બીંવરડોવાલા બીલ્ડીંગ, વાડયા સ્ટ્રીટ, તારદેવ, મુંબઈ મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસ્તર "આદીલે" પ્રગટ કર્યું છે.